# વ્યોમ વિહાર

*

: : લખનાર : :
નાગરદાસ ઇ. પટેલ
: : મલાર : :

એક રૂપીઓ

# પ રિ ચ ય

*

'વ્યોમ વિહાર ?'

'હાસ્તો કેમ, એ નામમાં નવાઇ લાગે છે ?' મ્હેં પૂછ્યું.

'એવું તો ખરું જ ને.'

'પણ એમાં કલ્પનાનાં ઉડ્ડયન હોય તો–'

'ત્યારે એ નામ સાર્થક ગણાય.'

'નવવલ્લરી તો તમે વાંચ્યું હતું. એને માટે પણ એજ રીતે પૂછવું પડેલું.'

'એ વેલ ગુજરાતી સાહિત્યમાં ઠીક મ્હેકી. તમે જરા એને વધુ પાણી પાયુંને સારું ખાતર આપ્યું બાકી એ વલ્લરી તો સૃજન જૂની છે.'

'પણ મ્હારો પરિચય તો નવોજ હતો. અને આનું પણ એવું જ છે. છેક ન્હાનો હતો ત્યારનાં એ ઉડ્ડયન શરૂ થયેલાં.'

'આ સંગ્રહ ત્યારથી આજ સુધીનો છે?'

'ના રે! એ વખતનું બધુ સંગ્રહ તો આટલામાં માય પણ નહિ.'

'પણ હમણાં હમણાં તો તમે આવું ઓછું લખતા ન હતા.'

'એ પ્રવૃત્તિને થયેલો અન્યાય મ્હારી જાણ બહાર નથી. નવવલ્લરી લખાઇ તે વખતે એના પર ઠીક ધ્યાન અપાયલું. એ અલંકાર ગ્રંથ પાઠ્ય પુસ્તક તરીકે પાઠશાળા અને વિદ્યાલયોમાં ચલાવવા યોગ્ય છે એવા અનેક અભિપ્રાયો મળ્યા તે અરસામાં આ ઉડ્ડયન વધુ ગગનગામી થયેલાં પણ એને બાજુએ હઠાવનાર પ્રવૃત્તિઓ આવી લાગી એટલે વ્યોમ વિહારી પતંગની પેઠે એ ઉડ્ડયનોનો દોર સંકેલાયો.'

'એવી પ્રવૃત્તિઓ તે બાલજીવન ને?'

'એ અને એને અંગેનો બાલસાહિત્યનો પરિચય અને તેમાં તથા સ્થાનિક મહાસભા સમિતિ વિગેરેમાં લેવો પડેલો સક્રિય ભાગ. તે પછી ચાંદની વાર્તા માસિક અને હવે પાછાં પુસ્તકો. એ બધું યે એના દોરમાં અટવાઇ પડયું એટલે પતંગ ઉંચે ઉડતી અટકી.'

'એતો જેટલું નાખો તેટલું પૂણ્ય.'

'બીજું શું? બાકી એ મ્હારો પ્રિય વિષય છે એટલે અવાર નવાર એનો આનંદ માણ્યા વિના ઓછું જ રહેવાવાનું છે?'

'ત્યારે આ અનેકરંગી કવિતાઓ— '

'અનેકરંગી ઉડ્ડયનોને આભારી છે.'

'તમારાં કાવ્યોમાં કોની છાપ છે?'

'દ્વારિકાની છાપ ત્યાં ગયા છતાં પડાવી નથી બાકી જાત્રા તો અનેક તિર્થની કરી છે એની ના નહિ અને શું પેલું—પુરોગામીઓનું રૂણ દરેક સર્જકને હોય છે જ અને તે એને સ્વીકાર્યેજ છૂટકો.'

'પણ તમને નથી લાગતું કે હજી ગુજરાતી સાહિત્યમાં લોકભોગ્ય કવિતાઓ નથી લખાતી?'

'લોકભોગ્ય એટલે?'

'ગામડાનો ખેડુત પણ ગાઇ શકે અને કામ કરતાં કે કોસ ખેંચતા લલકારી શકે અને—'

'એવી તો નથી લખાતી પણ શામળભટ એમ લોકોમાં ઠીક ગવાયો હતો અને હમણાં હમણાં 'પાંચા પટલના હીરકા 'ની અને 'કરમણીયા 'ની કવિતાઓ લખાય છે ખરી. જો એને તમે લોકભોગ્ય ગણતા હો તો.'

'ઉર્વશી અને અર્જુનમાં તમે સ્વર્ગને સાવ વખોડી નાખ્યું છે!'

'બીજું શું કરે? એનાં એ અપ્સરાઓ—એમને માટે કંઈ હજારો માણસોએ જાન આપ્યા. અપ્સરાઓ વરશે એ આશાએ બિચારા કેટલાય કપાઇ મુવા, તો પણ એકકે અપ્સરા સતી થઇ જાણી? અને એનો તે બિચારીઓનો જીવ છે! એનું જીવન કેવું કલ્પ્યું છે!'

'પણ એ તો નિત્યનૂતન અને અખંડ યૌવનવતી છે તેનું કેમ?'

'એમનાં જીવન દયા લાવવા જેવાં છે! ત્યાં પણ એકાદી વીજીલન્સ સોસાઇટી સ્થપાવી જોઇએ.'

'બધા કરતાં તમારું કયું કાવ્ય વધુ પ્રસિદ્ધિ પામ્યું છે?'

'એવું તો એકજ છે. 'જય સ્વદેશ! જય સ્વરાજ્ય!' એની ઠેકઠેકાણે થઇને પોણો લાખેક પ્રતો પ્રકટ થઇ હશે.'

'એ અને બીજાં કેટલાંક કાવ્યોનો સંગ્રહ તમે પ્રકટ કર્યો હતો ને?'

'હાજી. 'દેશકીર્તન'માં એવાં જ દેશગીતો હતાં. એમાંથી ચારેક આમાં લીધાં છે.'

'અને 'નવવલ્લરી'માંથી?

'એને માટે લખાયલાં મુક્તકોમાંથી પણ થોડાંક આમાં આપ્યાં છે તો ખરાં.'

'અને આમાંનાં ઘણાંખરાં તો છપાઇ ગયાં છે ને?'

'મોટે ભાગે ગુજરાતનાં જાણીતાં માસિકો અને સાપ્તાહિકોના ખાસ અંકોમાં આવી ગયેલાં તો ખરાં. કેટલાંક નવાં પણ છે.'

'પણ આખા સંગ્રહની ભાષા એકધારી કેમ નથી?'

'થર્મોમીટરનો પારો સદાકાળ ઓછો જ એક સરખો રહે છે! પહેલાંનાં કાવ્યોમાં સંસ્કૃત શબ્દોનો ઉપયોગ છૂટથી થયો છે પણ એનો ઉપયોગ હિતાવહ નથી એમ ભાન થવાથી પછીથી એમાં ફેર પડયો છે. ગરમીની અસર કવિતાને પણ ઓછી જ લાગ્યા વિના રહે છે!'

'નિબંધ રસ ચરણાવલિ તમે નથી લખી ?'

'એવું છેક નથી. એય લખેલી તો ખરી પણ લલિતજીએ કહેલું કે હું ચીલો ભૂલ્યો હતો.'

'વિશ્વના અમર સાહિત્યમાં સ્થાન લે એવું કૈં આમાં છે ખરું ?'

'એ સવાલ જરા મોટો છે. એટલી ઉંચી આશા મ્હેં રાખી જ નથી છતાં એમાંનું એકાદ ગુજરાતી સાહિત્યમાં સારું સ્થાન પ્રાપ્ત કરે એવી અભિલાષા રખાય એ સ્વાભાવિક છે. પછી તો સીદીભાઇને સીદકાં વ્હાલાં.'

'આને માટે માર્ગદર્શક ટીકાની જરૂર નથી ?'

'એના વિના ચાલી શકશે. આગે આગે ગોરખ જાગે—જાગે ત્યારે જોઇ લઇશું.'

*

આશા છે કે વિવિધ પ્રશ્નો ચર્ચતો આ વાર્તાલાપ વાંચનારને 'વ્યોમ વિહાર'નો પરિચય કૈંક અંશે આપશે.

મલાડ
૧૫ : ૪ : ૩૦

નાગરદાસ ઇ. પટેલ

# અનુક્રમ

*

# આ ટ લુ સુ ધા રી લે જો

*

| પાનુ | લીટી | ભૂલ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૭ | ૩ | ઉવશી | ઉર્વશી |
| ૧૧ | ૧૭ | પાથ | પાર્થ |
| ૧૩ | ૮ | ટપકી | ટીપકી |
| ૨૩ | ૧૦ | મધુ પી | મધુપી |
| ૨૪ | ૧ | દ્ધ્યાચળ | ઉધ્યાચળ |
| ,, | ૨૨ | ગજવન્તો | ગર્જવન્તો |
| ૨૫ | ૧૫ | બચ્ચો | બચ્ચો |
| ૨૬ | ૧૯ | ચકચક્કાર | ચકરચક્કર |
| ૩૧ | ૭ | દર્શન | દશન |
| ૩૩ | ૨૦ | ગત | ગર્ત |
| ૪૧ | ૩ | વિલસતુ | વિલસતુ |
| ૪૨ | ૧૩ | નિબ | નિબ |
| ૪૩ | ૧૨ | હું | શું |
| ૫૩ | ૬૯ | ફુલન | ફૂલન |
| ,, | ૧૦ | અફુલ | અફૂલ |
| ૫૫ | ૮ | ગુણગાન | ગુણગાન |
| ,, | ૧૦ | કૉલેજ | કૉલજો |
| ,, | ૧૩ | પાવે | પાપે |
| ૫૬ | ૧૦ | ઘીટ | ધીટ |
| ૬૪ | ૪ | ટવર | નટવર |
| ૬૫ | ૧૧ | વેણુ | વેણી |
| ૬૭ | ૧ | દપણુ | દર્પણુ |

*

*

અદ્યાપિ ઉદ્યનમાં સહયોગિની ને
શાંતિશીલા સહચરીજ ભવાટવીએ,
તે સુમતિવતી સુકંઠ હું સ્નેહમાળ
પ્હેરાવું પ્રેમથી પરોવી પુરી રસાળ.

*

૨૧૩૩૨

## ઉર્વશી અને અર્જુન

*

'ભવ્ય એ માનવી દેહે લજાવેય જયંતને,
'દિપતી દિવ્ય કાન્તિએ હરી લે મુજ ચિત્તને.'

ઝરણુ અમૃતનાં વહતાં બધે,
સકળ કાનન રમ્ય જણાય એ;
ખુશનૂમા સઘળીય વનસ્પતિ,
થઇ પ્રફુલ્લિત સુંદર શી લચી!

પ્રમદવનમાં પામી પ્રેમે સુરેશ કરે અમી,
કયમ નવ ખીલે ફાલે ફૂલે ફળે લચી કારમી!
પરભૃત સદા લ્હેરે રેલે સુપંચમ નાદને
મયુર મદથી નર્તે, છેડે મધુકર બીનને.

મદભર્યાં ઋતુરાજતણું સદા
નશ દિને અમીવર્ષણ થાય જ્યાં;
સુર કરે વસવા દિલ વાંછના,
વદવી શી સ્થળ એહની રમ્યતા!

વનવાસે તજી વ્હાલી ને વ્હાલા બંધુ ચારને
સાધવા દિવ્ય વિદ્યાને પધાર્યો અહીં પાર્થ છે.

તેને જયંતથી અહીં થઇ મિત્રતાને
ભ્રાતા પરસ્પર ગણી વળી વર્તતા બે;
ને મંત્ર પુત્ર લહી મ્હેર કીધી સુરેશે
ઓછુ પડે કિરીટીને નવ અત્ર લેશે.

પ્રમદવનમાં બન્ને મિત્રો મુદિત ફર્યા કરે,
સુરભૂમિ તણાં મીઠાં દશ્યો નિહાળી મઝા કરે;
કિરીટી અતિશે આનંદેને હૃદેય રહ્યો હસી,
નિરખી દ્રશ્ય એ બોલી શબ્દો ઉરે, જતી ઉર્વશી.

પ્રેમનું પાત્ર ભાળીને હૈયું શું ઉછળે અતિ,
બંધનો તોડીને થાતી વારિની વેગિલી ગતિ.

ભાળી કિરીટી થઇ ઉર્વશી સ્નેહલુબ્ધ,
સંમોહથી વિસરી કાર્ય થયેલ મુગ્ધ;
તેના હૃદેથી સહસા નિકળેલ આવા,
ઉદ્ગાર, ઉર્મિ ઉરની ઉડતી ઉંચે હા!

ધીરધીરે દ્વિપુટી જતી ને ભાળતી એ વનશ્રી,
છે આનંદે સમય સરતો શાન્તિ શી ભવ્ય વ્યાપી!
ઝૂકેલાં ત્યાં તરૂવર પૂઠે થાય બેઉ અદશ્ય,
સંમોહેલી તવ તરૂણીયે ધ્યાનમાં મગ્ન થાય.

ગડમથલ તો તેના હૈયા વિષે અદકી થતી,
પ્રથમ મળવું કયાં ને કેવી રીતે વદવું પછી?
પ્રણય જણવી પોતે વાંછી યથેચ્છ વિહારને,
મનમુદ થવું કેમે ઉરે કરે જ વિચાર એ.

વિતાવી ત્રણ રાત્રીઓ ઉર્વશીએ દુઃખી દિલે,
વ્યથાઓ દુઃખીયારાંની દુઃખીયાં જ પીછાણુચે.

સ્વર્ગે વહે સુરસરી રમણિય કંઠે
આવેલ ઇંદ્ર તણુ કાનન દિવ્ય શોભે;
ઝુકયાં તરૂવર રૂડાં, નવવલ્લરીઓ,
સુરો ફરે સુહવતા સુરસુંદરીઓ.

વ્યોમમાં એક દી સંધ્યા શાન્તિથી ફરતી હતી
તારા ટપકીનો સાળુ સજતીતી વિભાવરી.

તટપરે પડી એક શિલા પરે
કરી વિરામ કિરીટી જરા ઠરે;
સૂણી તદા રણુકાર નુપુરનો
નજર વિસ્મિત ફેરવી ભાળતો.

દિવ્ય દેવાંગનાઓમાં આવતી શ્રેષ્ટ ઉર્વશી
ઉરૂથી ઉપજાવેલી જેને નારાયણે રૂડી.

લચતી એ લતિકાસમી આવતી
અતિ મનોહર કોમળ દેહ શી;
સકળ વિશ્વથકી વિધિએ વીણી
તરૂણીને તન સુંદરતા ભરી.

દેહને લચકાવીને સુંદરી આવતી હતી;
ચોરતી ચિત્તને ચારૂ ચાલ શી ચતુરા તણી !

આવી ધીરે એ કિરીટી હતો ત્યાં
વિચાર નિમગ્ન ઉભી રહીને,

પૂછે ધીરે કૌશલ કિરીટીનું,
ભોળો કળે પાર્થ ન તેહ હેતુ.

'સ્વર્ગમાં આપને બાધા શું જરી નડતી નથી ?'
મૃદુ કોકિલ શા કંઠે પૂછે પાર્થશુ ઉર્વશી.

શિલા દેખાડીને વદી મુખથી ' લો આસન સુખે, '
પછી બોલે ધીમે 'નહિ જરીય બાધા અહીં નડે;
' વ્યથા થાયે કિંતુ મમ હૃદયમાંયે કદી કદી,
'હશે ભ્રાતાઓ ને સતી તણી વને શી પરિસ્થિતિ ?'

સંધ્યાની સુરખી તેવે લુપ્ત થાય ધીમે ધીમે,
વ્યોમમાં વિહરે વ્હાલા સાથે વિભાવરી હવે.

નિરખતી છવિ પાર્થતણી પ્રીતે
ડુબતી પંકજ પ્રેમ તણેજ એ,
હૃદય ઉછળતું અદકું અને,
દિલપરે નવ કાબુ જરી રહે.
વચન મિષ્ટ વદે વનિતા મુખે
હૃદય લુબ્ધ બને સુણતાંજ એ,
કિરીટીને ભુલવી નિજ વાતમાં
હૃદય ઇચ્છતી ઉર્વશી ખોલવા.

અનિલ લહરી આવ્યે છેડો ઉડ્યો, ઉડી ફરૂફરે,
સ્તનતટ પડે દષ્ટે લ્હેરે લટેય ઉડ્યા કરે;
સુરખી મુખ શી વ્યાપી સોહે પડ્યે વધુ કૌમુદી,
તરૂણી મબરૂ ગોરી મુગ્ધા લીયે મનડું હરી.

લપટી પ્રિયને વાતે ધીમે કરે શરૂ ઉર્વશી,
સ્મિત કરી મુખે મીઠું ધીમુ છતાં મધુરૂ હસી;
વદી મુખથી એ 'સ્વર્ગે' શોચો નહિ સહભાગિની
'સુખથી મળશે આનંદે સૌ જશોઽ વ્યથા ભૂલી.'

'મ્હને ના સહભાગિની ઇચ્છા ઉર રહી હવે.'
ઉર્વશી ઉર હેતુને ના લહી પાર્થ ઉચ્ચરે.

'પ્રમદવનમાં માણો મોજે અહે સુરસુંદરી
'સુરપતિ ગૃહે આવી શાને રહો અટુલા ઝુરી !
'અદકી ઉરમાં ઇચ્છા તોયે વદી વદને જ 'ના'
'સુરસદનમાં આવ્યા કિંતુ ભૂલ્યા જગરીત ના.

''ઇચ્છા એવી છે હૃદે કૈં ન મ્હારે'
'શાને 'ના ! ના!' આમ બોલો મુખે રે !
'મ્હારા જેવી આવી ઉભી રહે ને
'બોલે 'વ્હાલા ! સ્નેહનાં દાન દોને'
'તો શું કહેશો ? ઠેલશો પાર્થ તેને !
'આવી સ્વર્ગે આમ પાછા જશોને ?
'જ્યારે જોયા કાનને આપને મ્હેં,
'લાગ્યાં કારી મોહનાં બાણુ હૈયે.

'ઉર ભડભડે તેને સિંચી અમી પ્રિય પ્રાણુ હે !
'પ્રિયકરી કરો ઝાલી હ્યોને ઉગારી પ્રભુ ! હવે;
'તરૂણી હૃદની ઇચ્છા જો કે શકો સઘળી કળી,
'પણુ ન મુખડું ખોલી બોલો ન બોલ તમે જરી.'

સૂણીને વચન આ તેનાં પાર્થ વિસ્મિત થાય છે;
ઉર્વશી થઇ શું ઘેલી ? માગણી સ્નેહની કરે !

' ચોક્કું છું હું સુંદરી ! સૂણતાં આ
' શાને ઘેલી વ્યર્થ વાતો વદો આ ?
' શે લો મ્હારી આમ આવી પરીક્ષા
' એવી હૈયે છે નહિ સ્હેજ ઇચ્છા.'

' પ્રિયકર ! નહિ ચાલે, ના ઠોઠાળી જરાએ,
' હૃદયની ખરી ઇચ્છા, હું ન લેતી પરીક્ષા;
' હૃદય મુજ ઘવાયું, ફુંકીને પ્રેમ વાયુ,
' શિતળ કરી કિરીટી ! પ્રેયસી લો ઉગારી;
' પ્રેમપાવક તું મ્હારો હું તારૂય પતંગ છું,
' બળું છું ઉર હું પાર્થ ! મરૂં છું તડફાઉં છું.'
વાત લંબાવવા ઇચ્છા પાર્થને ન જરી ઉરે,
સુણી ઉર્વશીનાં તેથી આમ એ વચ ઉચરે.

'ઇચ્છા મને હૃદયમાં ન જરીય એવી,
' માતા સમાન તમ છો નવ પાપ વૃત્તિ;
' એવી કર્યે નવ ટકે સુરલોકવાસ,
' થાઓ ન આ હૃદય પાપતણો પ્રવેશ !

' સુરપતિતણાં સ્નેહી માતા સમાન થયાં મ્હને,
' કરવી ઉર એ ઇચ્છા છાજે જરીય ન બેયને;
' પુરૂરવ સહે રાચી ભોગો અનેક જ ભોગવી,
' તમ હૃદયની વાંછા શું ના હજી ય ગઇ ટળી ?'

'એવી વ્હાલા ! વાતથી વાહતો શું ?
'શંકાઓ શી ? ઉરમાંહે ધરે તું !

'સ્વર્ગે રે ના કાયદા માનવીના
'ચાલે સ્હેજે અપ્સરા ભોજ્ય છે હ્યાં.'

"એકવાર કહી માતા જેવી, હું ન પછી ફરૂં,
'બોલ એક સદા મ્હારો પરિણામે નહી ડરૂં.'

વચન વદીએ પાર્થ શોભેજ સસ્મિત ભાળતો,
પણ હૃદયમાં તેને થાયે વિવિધ વિચાર હો!
અનિલ લહરી લ્હેરે, ખીલે વધુવધુ કૌમુદી
રમતી રસિલી વ્યોમે વ્હાલાસહે જ વિભાવરી.

નીરખી રમણી સંગે રંગે રમંત રસેશને
તરલ તરૂણી તેયે રંગે રસિક પ્રતિવદે;
'પ્રિયતમ ! પ્રભુ ! મ્હારા, છાજે તને નવ આ જરી!
'નિરખ રમતાં પેલાં, પ્રેમી રસેશ વિભાવરી.

'છે મ્હને પ્રિય ! હૈયામાં તારી આશ ઘણી હજુ,
'પુરને કોડ કોડીલા ! કામ ક્રૂર પીડે વધુ.'

પુરે નહિ પાર્થજ એની આશા,
છવાય ધીરે હૃદયે નિરાશા;
ને પ્રેમનો લોપ ધીમે થઈને
પ્રત્યંગ વામા વપુ ક્રોધ વ્યાપે.

વિચિત્ર વિશ્વમાં દીસે પ્રેમનાં પરિવર્તનો,
ક્રોધ કે વૈર જામે છે અસ્ત જ્યાં થાય પ્રેમનો.

પરિવર્તન સ્નેહનું થયું
હૃદ નિરાશ થયું તદા ઘણું,

પણ ઇચ્છે નવ ક્રોધ ઉર્વશી,
વદતી વેણુ મીઠાં મુખે હસી.
'પ્રિય પાર્થ ! ન સ્હેજ શોભતું
'દિલ મ્હારૂં જ બળ્યું બળ્યું થતું;
'ભભુકે ઉર ક્રોધ કારમો
'પરિણામે પરિતાપ પામશો.
'અવ આખર પ્રાણ ! વિનવું
'નવ વિમુખ મ્હને અમે થવું;
'યદિ આશ ન આપ પૂરશો
'તવ દેઇશ હું શાપ કારમો.'

પાર્થને હૃદયે સ્હેજે તે તણી અસરે નહિ.
બોલતો શાન્તિથી તે ને ઉર્વશી બળતી રહી.

'દેવો ઘટે યદિ મ્હને સુરસુંદરી જો,
'તો શાપ દો પણ જરી ય ન વાંક મ્હારો,
'છે મોહ માત્ર હૃદયે, નવ પ્રેમબિન્દુ;
'ના સ્વર્ગમાં જરીય પ્રેમજ મોહ કિન્તુ.

'દિવ્ય પ્રેમ તણાં દીસે માનવી અધિકારીઓ,
'વસતાં સ્વર્ગમાં સર્વે મત્સ્ય મોહ તણાં જ હો !

'ને મોહે સૌ મોહનું સ્થાન જોઇ
'જાણે ના એ પ્રેમ શો ચીજ તેયે !
'ક્‌હાવો મોટાં સ્વર્ગનાં સુંદરીને
'ને ઇચ્છો છો મોહ કેરા વિહાર !

‘ યદિ જો ઘટતો તોયે આપવો શાપ આપને
‘ આપજો ખુશીથી હૈયે પામું ના પરિતાપને.’

હૃદવિચાર કરી સુરસુંદરી
વદતી આંખડી લાલ જરા કરી;
‘ કિરીટી ! તેં શુભ સત્ય શિખાવ્યું કે
‘ સુરભુમિ મહીં પ્રેમ જરી ન છે.’

‘ મોહ છે ફક્ત સૌંદર્યે સ્વર્ગમાં સુખ મોહનાં
‘સત્ય એ શીખવ્યું તેં તે ક્રોધ સૌમ્ય થતો જરા.

‘ ઇચ્છયું દેવા શાપ દારૂણ કિંતુ
‘ સંમોહી આ સત્યથી સૌમ્ય થાઉં,
‘ તું પ્રેમી છો ? પ્રશ્ન મ્હારો તને છે,
‘ તું જો ના તો મોહ પામે નહિ શે ?

‘ તેં વિચાર્યું ન તેથી હું આશ્ચર્યે લીન થાઉં છું
‘ રહે વ્યંઢળ તું વર્ષ એક એ શાપ દેઉં છું.

‘ આશા પુરી નવ જરી પણ તેંય મ્હારી
‘ જો કે ન પ્રેમી તું પુરો છું પડેલી મોહી;
‘ કિંતુ વહી વદનથી વચ વ્યર્થ તેંજ
‘ પીડી મ્હને ઉલટી રીતથી વર્તીને જ.’

‘ ઉપકાર તમારો એ અનેરો સુરસુંદરી !
‘ આપના પાપની શિક્ષા આપે કીધી મ્હને ભલી !

‘ પુરાં થશે વર્ષ જ બાર જ્યારે,
‘ વને વસી, ગુપ્ત રહીશ ત્યારે; ’

'હું ભોગવી શાપ સુખી થઈશ,
'નહિ પરિતાપ ઉરે ધરીશ.'

મોહ છે સ્વર્ગમાં માત્ર પ્રેમનું સ્થાન ત્યાં નથી
સત્ય એ શીખવ્યું પાર્થે ઉર્વશી ન ગઈ ભૂલી.

*

## નયનોનાં જાદુ

*

નથી ભાળી પ્હેલાં પણ હૃદય આ કેમ ઉછળે ?
છુપા જાદુ જેવી અસર બદને કાં થતી મ્હને ?
જનો ઝાઝા બેઠા અહીં ખબર તેની કરી અને
કહે હૈયું: 'ના, ના' નવ નિરખવા આમ મુજને.

ગણી તેને ના કૈં હૃદય ક્યમ પાછું ધડકતું ?
જણાયે ના કાં આ અસર સઘળી કોણ કરતું !
દીઠી આ કન્યાને પ્રથમ વખતે કિંતુ ક્યમ આ
હિલોળા હૈયું લે હઠ કરી કહે કાં નિરખવા ?

છુપી એ કોઇ શક્તિને થઇ આધીન જોઉં છું,
'એજ એ' એમ એકાકી સ્ફૂરતાં મુગ્ધ થાઉં છું.

પાછું નિહાળી તિરછી દ્રગ માંડી જોતાં,
ભાળી મ્હને શરમ મુખપરે છવાઇ;
ને નિરખી સુરખી ગૌર કપોલ દેશે,
કાં લોહી ઉષ્ણ થઇ જોરથી ખૂબ વ્હેતું ?

ત્યાં તો મળ્યાં નયન આર ઢળ્યાં વળી એ,
પાછાં મળ્યાં ફરી ઢળ્યાં તીરછાં થતાં એ,
જ્યોતિ મળી નયનની નવ ઐક્ય પામી,
ને લાલ લાલ મુખ બેય કરી વિરામી.

બોલી ઉઠયો મુજ હૃદયમાં 'તેજ તે સ્નેહ દેવી,
'એ મ્હારીને હૃદય મુજ આ એનું તો કાં ન લેવી;
'બન્ને સાથે મળી જીવનની ભવ્યને રમ્ય લ્હાણુ!
'નક્કી મ્હારી હૃદયમણિ એ દેહનો દિવ્ય પ્રાણ!'

જાદુ નેનતણાં અહો! અવનવાં એકાકી એણે કર્યું,
મ્હારૂં ઉષ્ણ શરીર, તેનું ય હશે એવું જ નક્કી થયું;
તે ત્યાં મંદ હસી ધીમેથી સરકી હું યે ધીમેથી હસ્યો
બેઠેલા જન અંતિકે નિરખતાં સ્હેજે બન્યો બ્હાવરો!

તેમની સાથ ભેળાઈ વાતોમાં લીન થાઉં છું,
જરા વારે વળી પાછો ઉભો'તો ત્યહીં જાઉં છું.

નિરાશ દૃષ્ટિ સઘળે ફરીને
ચોબાજુએ ઉરવિરામ પામી;
બાલાતણી જ્યાંહિ પ્રતિકૃતિ છે,
સંયોગ ત્યાં દિવ્ય ફરીથી વાંછે.

*

# આબુની ચિતા

*

ગગને અડતા શૃંગે ઘેરાયું ઘણું ગાજતું,
ગંગાના માર્ગની પાસે શોભતું સર શું રૂડું !

કેકાવલિ મયુરકેરી સૂણાય કંઠે,
ને હંસના કલરવો, કુંજે આમ્રકુંજે
કોકિલ તે, કરતી નર્તન રમ્ય રંભા,
મ્હાલે અશોક, નિલકંઠ શ્રી અર્જુને ત્યાં.

વાસોવસે વિવિધ પક્ષી કરી વિહાર,
હિમાદ્રિએ સુરભુમિસમુ એ રસાળ;
ગુંજે મધુ પી મધુ પી થઇ મસ્ત પુષ્પે,
સર્જ્યું ક્રીડાર્થ સર રમ્ય શું આ સુરેશે ?

ત્યાં ચક્રવાકતણી જોડલી રાચતી શી ?
ક્રીડા કરી અવનવી રમતી રસીલી,
જે મોજ માણી શકતાં નવ માનવી તે,
એ માણતાં મન મુદા મહાલી રહે

ઉદયાચળથી ઉગી પૃથિવીની પરિક્રમા,
કરી અસ્તાચળે જાયે રવિ ત્યાં સુધી મોદતાં.

દિવસ નિર્ગમતો ન જણાય તે,
પ્રતિપળે સુખ તે અદકુ લહે;
પણ જતાં રવિ પશ્ચિમસાગરે,
ઉડતી જોડલી એહ હિમાચળે.

ઉંચે શ્રૃંગે ચ્હડી જોઇ અસ્ત ત્યાં દિનનાથનો
ભગ્ન એ પડતાં નીચે ગંગાને તટ જુજવાં.

એ આખી રાત દુઃખવાર વિષે પડીને,
લંબાવી ડોક સ્વર આર્ત રડી રડીને;
પાડી ચીસો ગજવતાં રજનીય સારી,
આવ્યે અરૂણ ઉડતાં ચ્હડતાં હિમાદ્રિ.

ઉદય સૂર્યતણો નિરખી અને,
હરખ ભેર પછી વળતાં સરે;
ક્ષણ વિયોગ વિષારી થતો સદા,
વિરહ મૃત્યુ સમાન જણાય હા !

પાસે ગંગાતણા વ્હેને પીવાને જલ આવતાં,
હસ્તીનાં વૃંદનાં વૃંદો પીતાં ને જલ ઘૂમતાં.

તેમાંહે એક હસ્તી અતિ મદભર ને દિસતો યે પ્રમત્ત,
આવીને રોજ લે જલ સરવરનાં વ્હેનનાં યે સમસ્ત,
કંઠોને તોડતો તે, તરૂવર મૂળથી નાખતો એ ઉખેડી
એ આવે ગજવન્તો, વન, વનચરને વારિને વૃક્ષ પક્ષી.

નિત્ય એ રમતો તેવો એકલો ઘૂમતો હતો;
વને વિચરતા કોઈ વ્યાધની નજરે પડ્યો.

બલીષ્ટ કાળો શરીરે ભરાઉ,
યુવાન, ઉંચો તનુયે કસાયું;
ધરેલ સ્કંધે અતિ દીર્ઘ ચાપ,
ભરેલ ભાથો શરથી અમાપ.

નિરખી હસ્તી ઠરી હતી આંખડી.
લઇ તરૂવર ઓથ ઉભો પછી;
શર ચઢાવી, ચઢાવીજ જ્યા અને,
નિરખતો તિરછે દૃગ હસ્તીને.

તાકીને બાણ છોડયું તે સુસવાટ થયો અને;
હસ્તીને અડીને ઉડયું, થઇ વક્ર ગયું નીચે.

શર શરીર વીંધી પડયું ક્રૌંચનું.
હતું વીંધિ અવકુંઠિત હસ્તીનું;
કરી બચ્ચો પણ ક્રૌંચ ગયો મરી.
કૃતિ વિચિત્ર અતિ કિરતારની.

તેને લાગ્યું શર શરિરમાં ને પડયો પાણીમાં તે
રંગાયું રે ! સર રૂધિરથી, ક્રૌંચ શો તર્ફડે એ !
વારિ હાલે મરણ નીરખી ક્રૌંચનું કોપ હૈયે,
શું લાગ્યો રે ! સર રસિકને ! રક્ત એ રક્ત ક્રૌંચે ?

પારધી દોડી આવીને પાણી માંહી પડ્યો અને;
મૃત્યુ કંઠે પડેલા એ ક્રૌંચને પકડ્યો કરે.

પાણીમાંથી કાઢીને બ્હાર તેને,
સુવાડીને વાયુને ઢાળતો એ;
મૃત્યુ આવ્યું તે ખળે ના કદાપિ,
ઉપાયો યે લાખ હોયે તથાપિ.

મરડી ડોક પડ્યો ધરણી પરે,
અસુ તજી જીવ ઉડી ગયો અરે !
કળકળાટ કરે અતિ ક્રૌંચી ને
ફરતી ગોળ સુગોળ ફર્યા કરે.

નાખતી આર્તનાદો એ આકાશે જ ઉડ્યા કરે.
પામતા મૃત્યુ વ્હાલાને આશ્વાસી ન શકાય રે !

પણ હૃદયમાં તેના ઉંડો પડ્યો અતિ ઘાવ ને,
ઉતરી ન શકે, ના આશ્વાસે, પિડાય ઘણી હૃદે;
હતી સમીપમાં તોયે પાપી પીડે બહુ પારધી,
પ્રિય પતિતણું મૃત્યુ યે ના સુધારી શકી જરી.

વિચરી વનમાં વ્યાધ શુષ્ક કાષ્ટ વીણી અને;
લાવીને ખડકી ચિતા, સુવાડી ક્રૌંચ ચેતવે.

ભડભડાટ ચિતા પ્રજળી ઉઠી
સડસડાટ શિખા ગગને ગઈ;
ચક્રચક્કર ક્રૌંચી ફર્યા કરે,
કરૂણ આર્ત સ્વરો હૃદને ચીરે.

વ્યાધ મ્લાન મુખે ઉભો દૃશ્ય એહ નિહાળતો;
આંખમાં અશ્રુ લાવીને દિલે દુઃખી થતો ઘણો.

પણ ઉડી પછી ક્રૌંચી ઘણે ઉંચે
ચક્કર જોરથી તોય લીધા કરે;
ઘડી પછી ગતિ બંધ કરી અને
ઉપરથી પડતી જ ચિતા વિષે.

સ્નેહનાં બંધનો તૂટયે વિખૂટી ન રહી શકે;
પક્ષિણી યે પતિ પૂંઠે, સતી આમ થઈ શકે.

મનુજ નિષ્ઠુર વિશ્વ વિષે વધુ
નવ દયાર્દ્ર થતું હૃદ એહનું;
સખત, પત્થરનું બન્યું એ હશે!
પીગળતું પ્રલયાગ્નિ વિના ન એ?

એ વ્યાધને વદનભાવ તરે અનેક,
ભાળી વિશુદ્ધ રતિ, નિર્મળ પ્રેમભાવ;
પક્ષી વિષેય, તવ માનવ સ્વાર્થી માત્ર,
તેમાં જડે વિરલ કોક વિશુદ્ધ પાત્ર.

અતિશે હૈયામાં ગડમથલ તેને થતી હતી,
અને સંસારેથી ત્રિપથ પથગામી થતી જતી;
સુબુદ્ધિ તેની યે, જગત બધુ નિઃસાર નિરખી,
ટળ્યા તેનાં તેવે દુરિત જગબંધો ટળી ક્ષતિ.

દોડીને એ ચિતા માંહે પારધીયે પછી પડે,
હિમ અગ્નિની શિખાયે, પ્રદિપ્તેય વધુ બને.

ભડભડાટ ત્રિપુટી બળી ગઈ,
ધુલિ વળી પવને ય ઉડી ગઈ!
જલ સહે અવશેષ સરે ગયુ,
બધું ય નામ નિશાન જતું રહ્યું.

## ભાતુ

*

ગરવુ સુંદર ગામનું ગોંદરૂં,
હસતું એ લલના પદથી હતું;
રજ ઉડાવતું આંખડી પૂરવા,
પણ કરે નહિ એ જરી યે તમા.

લલિત યૌવનના મદમાં ભરી,
પિયુ પ્રતિ જતી ઉત્સુક સુંદરી;
શિર પરે મુકી ભાતુ કરે ગ્રહી,
દૂધની તામડી ન્હાની, શી શોભતી!

ધીરી ધીરી પથ એ જતી કાપતી,
મગજમાં પ્રિય મુર્તિ કરી ખડી;
મયુર નર્તન એ નવ લેખવે,
કૂજન કોકિલનાંય નહિ સૂણે.

સ્વર સૂણી દૂરથી નિજ ગોપના
મધુર વાંસળીમાં વહી આવતા;
ઉછળતે ઉર એ જતી ગોપિકા,
સમય હાથ ચઢયો ન દઇ જવા.

ક્ષણુ પછી પ્રિય ગોપ કને જઇ,
મુકી નીચે તહીં ભાતુ ઉભી રહી;
લલિત મોહક બંસરી છેડી જે,
અહી કરે મીઠી વાત શરૂ કરે.

ગોષ્ટિ વિનોદ કરતાં જણુ બેય છોડે
ભાતુ ધીમેથી, પછી એ જમવા જ માંડે:
ને એક એક બટકું મુખમાં મુકીને,
ધીરેથી એક ઘુંટડો દૂધનો ભરે છે.

સોત્કંઠ ઉભું ધણુ બંસરીના જ નાદે,
કોકિલનાં કૂજન ભવ્ય સૂણાય ત્યારે;
સામે કરે લલિત નર્તન કો મયૂર,
ધીરો સુગંધી વહતો મધુરો અનિલ.

લ્હેરે લચી લલિત મંજરી વાયુ ઢાળે
ને સર્વ કોઇ રીઝવે તવ દંપતીને,
એ ભોજને અજબ સ્વાદ કંઇ ચખાય,
ચાલ્યો જતો વખત ના જરીયે જણાય.

*

## મ દ ભ ર રા ધા

*

મદન મદભીણીએ રાધા વનાન્ત પ્રીતે પળી,
ઘન ઘટ તરૂ પુંજે વ્હાલે જતી ત્યહીં નિરખી,
લથબથ થતી પ્રેમે તેને ન ભાન શરીરનું
મનમુદ મહા મુરારીથી સહ્યું નવ એ ગયું.

અમિત રતથી વ્હાલી ભેટી ગયેલ મદાલસા,
લલિત લતિકા જેવી ચંદ્રાનના પણ એ ગયા;
પુંઠ ગ્રહી પ્રિયા કેરી કુંજે ગયા ઘન પુંજમાં,
પગલી પડતી ન્હાની દાબી પૂંઠે તરૂ વૃંદમાં.

ચખ રસ ઝીણાં મીચે ભારે પ્રજાગરથી થયાં,
શ્રમ થકી તહીં રાધા તેવે દબાય કરેથી ત્યાં;
ચમકી ચતુરા ચારૂ ચોંકી ચખે ચતુરાઈથી,
રમણ નિરખી સ્નેહે ઘેલી દૃગે દૃગ ન્યાળતી.

મુદિત મનમાં થાતાં વાધ્યાં નવાંકુર સ્નેહનાં,
ભુજ મહીં ભીડે રાધા વ્હાલો વિલાસી દબાવતાં;
રતિ રસ ભીનાં જાતાં કુંજે તદા ઘન નિર્જને,
સુઘટ તરૂનાં વૃંદે પુંજે તિમિર ત્યહાં વસે.

સખી સુખ વિષે શુરી રાધાતણી રમણીમણિ,
મૃદુ કુસુમની શય્યા તેણે રચેલી સુહામણી;
લથબથ પટુ પ્રેમી પુષ્પો પ્રીતિથી ઉઠાવતાં,
મુદભાર પ્રતિ પૃષ્ઠે સ્નેહે ત્યહીં પછી મારતાં.

આનંદે ભરમસ્ત મસ્તી કરતાં વેણી વીખેરાઈ ત્યાં,
ચારૂ ચંદન ચોપડેલ ચુચુકે ચોળાઇ તેયે જતાં;
જાતાં મુખની માધુરી દર્શનથી ગ્રીવા નખોના ક્ષતે!
ને ચક્ષુતણી કાલિમા પણ જતાં દેખાય રાધા શી તે

રાધાના પ્રેમમાં ભીંજ્યા, એવા શ્રી કૃષ્ણચંદ્ર તે
સર્વનાં શુભ કાર્યો ને ઇષ્ટ સિદ્ધ કરો સુખે!

*

# અશ્રુ અંજલિ

*

ઓ ભાવનાશાળી પિતાજી ! કેળવી આપે મ્હને,
વિદ્યા દીધી અનૂપમ ન એ ઉપકાર કદી પણ વિસ્મરે;
આશા હતી ઉરમાં વિવિધ સુખ માણવા સંસારમાં,
પણ તાતજી ! લાગે મ્હને દુઃખનો જ પારાવાર આ.

હું જન્મતાં 'લક્ષ્મી' ગણી 'પથરો' ગણ્યો ન તમે કદી,
એકકે ધડાકે લક્ષ્મી આપની લઇ સઘળી હું સંચરી;
પ્હેરામણી દીધી તમે વેચી વતનને લગ્નમાં
ઘરબાર પણ મૂકયાં ગીરો કૂળવાનના કૂળમોહમાં.

નિશ્ચય અડગ તેમજ સ્વમાન તજ્યાં તમે મમ કાજને,
કૂળવાન ગૃહ જઇ 'દિકરી લ્યો, તારો મ્હને' ઉચર્યા તમે;
'અકૂલીન છું હું, આપ આવ્યે દીપશે મુજ આંગણું',
'લ્યો અલ્પ સ્વલ્પ દયા કરો' મુજ માટ એ ઉચર્યા બધું.

મ્હારા ભવિષ્યની નિશદિને ચિંતા તમે કરતા ઘણી,
પણ હાય ! પાટીદાર કન્યાના લલાટે સુખ નહિ !
પથરો ગણાયે જન્મતાં, દુધ પીતી થાય સુવાવડે,
કદી થાય મોટી તો નસીબે દુઃખ પારાવાર છે.

આપે વળાવી સાસરે ત્યારે હતી આશા ભરી,
ઉત્કટ ઉમંગી, સશક્ત ને શરમાળ કોડવતી ઘણી;

પણ એ બધું યે તાતજી ! દિન ચારમાં ચાલ્યું ગયું,
પ્રકરણ થયું પગ મુકતાં દુઃખનું શ્વસુર ગૃહે શરૂ.

આખો દિવસ કરૂં કામ હું અવિરામ તોય ન કો વદે
શબ્દો મીઠા બે, તેમ નવ દરકાર કોઈ કરે ખરે !
ઉર્મિ અનેકજ ઉરની ઉઠતી ત્યમેજ જતી શમી,
મુજ જીવનચંદ્રની કૌમુદી તેને ન જરીય ઉછાળતી.

ખાવું અને ફરવું, કરવી વાતો, તડાકા મારવા,
હુક્કા પીવા, નિંદા કરવી, એ વિના કામ નહિં જરા;
આપે દઈ દીકરી લખાવ્યું ખત ગુલામી તે હવે,
કરશો તમે પુરૂં એમનું, માની દબાણ કર્યા કરે.

દેવે અલંકારો તણાયા તેમ ગઇ પ્હેરામણી,
ધીરે ધીરે કાઢયે જતા લ્હેણી રકમ તમ શું ઘણી;
સો બાકી ચાર વસંતના, પચ્ચીસ આ દસરા તણા,
ચાળીસ તો દિવાળી સુધીની માટલીઓના રહ્યા.

તેયે ભર્યાં આપે અને દેવા વિષે ડુબ્યા ઘણા,
કૂળવાન વરના મોહમાં પ્રિય તાત ! આપ દુઃખી થયા;
આખર તમે આ શું કીધું ? શો અંત આણ્યો દેહનો !
સહી નવ શકયા દુઃખ મ્હારૂં કે સંતાપ આ સંસારનો ?

હું જાણતી આવું હતે તો તાતજી ! તમને કદી,
દુઃખ ગતમાં નાખત નહિ પણ જાત સ્વર્ગે સંચરી;
પ્રિય તાતજી ! કરી માફ મુજને હોય મ્હેં દુભવ્યા કદી,
કરજો કૃપા મુજ કિંકરીની સ્વીકારી અશ્રુની અંજલિ

*

# ગો પા લ

*

શું સ્વર્ગની લલિત સુંદરી સર્વ આજ,
આવી ચઢી જગત નર્તન નવ્ય કાજ;
આજ્ઞા કરેલ ભરતે ત્યમ નર્તતી શું
આનન્દનું અધિક જોમ ઉરે ધરી શું ?

ના હોય એ લલિત સ્વર્ગની સુંદરીઓ,
ધારાવલિ અમી ભરી છૂટતી ખરી હો !
આ વ્યોમદેવી શિશુને ધવરાવવાને
ચીમાયલા ક્ષુધિત તેમ જ માંદલાને–

ધારાવલિ પયતણી મુખમાં દયાથી
પાડે પયોધરથી હસ્તથી દાબી દાબી,
હોળું કરી શિશુ રહે મુખ જેવું, તેવી
ધારાવલિ પયતણી ઝીલતી ધરિત્રિ.

આવ્યો અતિ નવીન સુંદર શો પ્રસંગ ?
રેલ્યો વને ઉપવને રસ દિવ્ય રંગ ?
માણી રહી સુખ અનૂપમ આજ સૃષ્ટિ ?
કે પાઠવે શચી શું ઇચ્છિત આજ વૃષ્ટિ ?

પેલો કરાડપર ગોધણુ કોણ ચારે ?
ભીંજાઇ શું રસથી મસ્ત રસિક ડોલે ?
છૂટી ફરે અહીં તહીં સહુ ગાય એની,
લીલુ ચરે હરિત ઘાસ જળે ભીંજાતી.

કોકિલનાં કૂજન કૈંક સૂણી અકાળે,
ગોપાલ એ મધુર બંસરી ભવ્ય છેડે,
એ નાદ રમ્ય સૂણતાં સહુ ગાય ઉભી,
હંભા ! વદી મુખ ઉંચુ કરી સર્વ. જોતી.

દોડી પછી સહુય એકઠી એ થઇને,
ઉત્કંઠ સર્વ થઇ બંસરીના જ નાદે;
ગોપાલની લલિત બંસરી જેમ દોરે,
દોરાઈ તેમ સઘળુ ધણ એહ ચાલે.

*

ને બ્રહ્મબંસરી જ મોહનકેરી વાગે,
કાં ભાન માનવ ભૂલે નવ દિવ્ય નાદે ?
શું પામરત્વ હજી માનવમાં રહ્યું છે ?
કે શું પછી જડપણું હૃદયે વસ્યું છે ?

*

## અધીરી

*

ત્યાં મીલાવી ચપલ નયનો સુંદરી એ મૃગાક્ષી,
ને મોદન્તી અતિ ઉર વિષે દૃષ્ટિ સંયોગ સાધી;
ત્યાગી મિષોન્નિમષ સ્થીર કરી આંખની ભવ્ય કીકી
તે નિહાળે પુલકિત મુખે-
ચન્દ્રિકામાં સુહાતી.

જાણે ઈન્દુ પતિ વદનને હાસ્ય એ ચંદ્રિકાજ
તેમાં શ્યામા પુલકિત થતી સ્નેહ લાવી નહાય;
હાથેલીમાં પતિશીર ધરી ભુજ બન્ને બીડાવ્યા
ને તેના એ શરીર ફરતા-
સ્વામીના હસ્ત આવ્યા.

આલિંગે એ ભુજ ભરી સુખે સ્વામીને સુંદરી ને
તે સ્વામીયે લલિત વદના ઉરશું ઉર ચાંપે;
ને રોમાંચે હૃદય અસુપરે કામ કરી પતાકા,
ફરકાવીને સુખ અવનવું-
દેઇ અંગે સમાય.

સ્ફુરાવીને અધર સલુણુ સ્વર્ગનું સુખ સ્નેહે,
ત્યાં સ્વામીને સુખદ બનીને અર્પતી સુંદરી એ;

જાણી ઇચ્છા પ્રિય હૃદયની સ્વામીએ સ્નેહ લાવી,
સ્વીકારી એ સુખ અરપતો–
પ્રેમ કેરી પ્રસાદી.

વાયુ લ્હેરે લટ ફરકતી સ્નેહથી ત્યાં નિહાળી,
બોલે મીઠું હસિત વદને પ્રેયસી વ્હાલ આણી;
જાણે જોતી શશિ વદનને હોય પ્રેમે ચકોરી,
તેમે ભાળે પ્રિય મુખ તદા–
સુંદરી એ અધીરી !

બે દહાડામાં પ્રિય પ્રણયનો અંત છે આવવાનો,
જાણી કલ્પ્યે વિરહ દુઃખ ને અંગમાં કંપ આવ્યો,
કંપી ઉઠી નિજ મગજમાં કલ્પના ઘોર થાતાં;
પૂછે સ્વામી ઉર ઉર સહે–
દાબીને 'કંપ આ કાં ?

'શાને કંપે તુજ મગજમાં કલ્પના શી કરે તું ?
'કે કલ્પીને દુઃખ વિરહનાં તે ભયે કંપતી તું ?'
એવે તેનાં નયન કમળે મોતીનાં બિંદુ આવ્યાં
તે લૂછીને સ્થીર થઇ જરા–
ઉચ્ચરે આમ શ્યામા:

'સાચુ વ્હાલા ! દુઃખ વિરહનાં કલ્પી આગામાં કંપી
'કિંતુ વિધી અનુકુળ થશે આપણો પ્રાણ ! કે દી ?'
તેને ચુમ્બી પ્રિયતમ વદે: 'શાન્ત થા તું મધુરી !
'તે થાશે સૌ બનીશ નવ રે !–
એટલી તું અધીરી !'

# વિ ર હી ણી

*

ઋતુરાજ સખી ! સુખ ધામ સદા
ફળ ફુલવતી ઉજમાળી લતા
બનતી, ફુલડાં વર કૈં તરૂ ને
લચતાં નમતાં હરતાં દિલને.

સહકાર લચ્યો રૂડી મંજરીથી
ફુલ ભારથી માધવી જાય લચી;
લલચાવી મધુપ મધુર સખી !
રસમસ્ત સુમંજરી જાય લચી.

હતી યામિની સ્વામી વિદેશ ગયા
ન વસંત મહીં પણ આવી દયા;
'હૃદયેશ્વરી' બોલી સદાય ઠગે
પણ રે ! વસતી ન હૃદે ખરી તે.

નહિ તો પરદેશ મુકી ન જતે
દયિતા દુઃખમાં નવ આ ઝૂરતે;
દુઃખ ભાર બધો સહીને દિનનો
જરી શાન્ત ચિત્તે ઉંઘતી સખી હો !

વિરહીણી વિયોગિની ભામિની ને
સુખસ્વપ્ન સહેજ ન હોય જ રે !
કઈં સ્વપ્ન અનેક જ નિંદ મહીં
પીડતાં પ્રમદા ન ઉંઘો શકતી.

નિજ સ્વપ્ન વિષે પતિ દર્શનથી
પ્રમુદિત બની પ્રમદા ઉઠતી;
વિનતી કરતી પતિને પછીથી
પતિ દેખી પ્રસન્ન પ્રસન્ન થતી.

કરી પ્રેમ વિનોદ રીઝાવી પતિ
સલુણી સુખ સાગરમાં તરતી;
પણ હાય અચાનક એ ડૂબતી
જતુ સ્વપ્ન ઉડી ખૂલી આંખ જતી.

ઝબકે વદતી 'પ્રિયનાથ ! અહો !'
વિરમે નિરખે નવ, વિહ્વળ હો !
મહજવાળ વધી વનિતા વપુએ
દુઃખને દરિએ દયિતા ડુબી એ.

*

# ગુ લા બી કો ય ડો

*

રંગ ગુલાબીની સુરખી પ્રસરી પશ્ચિમ દિશા વિષે
સામે પૂર્વ દિશાને મુખપણ તેવો રંગ દિસે;
પણ પશ્ચિમા હૃદય લાલ આ સૂર્ય બિંબ વિલસે,
શે રંગાઇ પૂર્વા તેનું કારણ કૈં ન દિસે.

વિનોદ ચતુરા મુગ્ધા બાલા પૂછન્તી પતિને
'પંડિતજી ! શાસ્ત્રજ્ઞ ! ઉકેલો ગુંચ માહ્યરીને;
'અપરા વદને વિલસે લાલી રવિ સહવાસ થકી,
'રવિ નથી તોપણ પ્રાચી વદન શી રીત વિલસી લાલી ?

'રંગ અહીંથી ગયો ત્યહીં શો, છટા ગઇ ક્યાંથી
'એ જાદુઇ નજરબંધી કહો કોણે શી રીત કરી ?'
વિનોદપંડિત પતિ કૌતુકથી પછી ધીમેથી હસે.
ઓષ્ટ ગુલાબી, કપોલ ગુલાબી, પ્રશ્ન ગુલાબી દીસે.

વદે પછી: 'હું રહસ્ય એનું આવ કહુ કાને;'
ધરી કંઠે કર એક, ગ્રહીને ચીબુક બાજે હાથે,
ખેંચી પાસને મુગ્ધ મુગ્ધ કૈં સૂણાવ્યું કર્ણ વિષે !
કપોલ પરનું ગીત દિવ્ય શે વર્ણવું કાવ્ય વિષે !

દૂર સરકતાં લજ્જીત બાલા, પ્રાણનાથ બોલે,
'જો તુજ હૃદના અરીસા વિષે ચિત્ર તારૂં ડોલે;
'રવિ બિંબ સમ અન્ય બિંબ ત્યાં વિલસતું કપોલે,
'સહજ તેહની છટા પ્રસરતાં ગુલાબી ભુમિકાએ.

'બિમ્બ અન્ય નવ દિસે તરૂણી! છતાં કપોલ બીજે,
'બોલ વલ્લભે! તે પર લાલી વિલસતી કેઇ રીતે?
'રંગ અહીંથી ગયો ત્યહીં શો? છટા ગઇ કયાંથી?
'એ જાદૂઇ નજરબંધી કૂહે કોણે શી રીત કરી?

'કાંટાથી કાઢવો જ કાંટો! શાસ્ત્રાજ્ઞાજ દિસે,
'ગુલાબ ફેંકી ગુલાબને ઉડાવવું કૂહે ન કયમે?'
ઓઠે વાત કહી શી પછી તે બંધ થયું મુખ એ
'ગોવિંદાગ્રજ*' રસિક છોડશે પ્રશ્ન ગુલાબી એ.

*

---

* ગોવિન્દાગ્રજની એક હૃદયંગમ મરાઠી કવિતા પરથી.

## મ્હારી જન્મ ભૂમિ

*

અમરાપુરી સમ નગરીમાં નીતમ અનૂપમ
મ્હારી જન્મ ભૂમિ

પ્રિય બન્ધુ હો ! આ દેહના આદેશના પરિપોષકો,
જીવન અમોલાં ગાળતાં માતા પિતા કુલ તારકો;
તે વિહરતાં એ પૂણ્યભુમિમાં વળી મમ પૂણ્યથી
ગત જન્મના, એ દેવ ભૂમિ વિષે થઇ મ્હારી સ્થિતિ.

ધસમસતી મળવાને પતિને
પ્રૌઢા મદભર સરિત મહી,
પણ અટકે તહીં દેવભૂમિ સમ દેખી
મ્હારી જન્મ ભૂમિ !

નવ પલ્લવે સુરસાળ મુકુલ મુકુટધારી મ્હોરતા
જન રોગહારી નિબકટુ આનંદમાં અતિ ડોલતા;
કેલિ કરંતી લલિત લતિકા દ્રુમવર સાથે લચી,
વળી કારમી કુંજાર શી ખીલતી સહાય વનસ્પતિ

ઘનાગમે મંદિર પરવરતાં
કિન્નર સહચરી સાથ નમી,
ભૂલી વીણા વાદન રહી વ્યોમે નીરખે
મ્હારી જન્મ ભૂમિ !

ગીરિરાજશી રૂડી શ્રૃંગમાલા, ધારી હૃદ પુલકિત બની
તે અદ્રિ પરના અજિત કિલ્લા કે પછી અલકાસમી,
હર્મ્યો અડન્તા અભ્રને ડોકે વળી શ્રૃંગાવલિ
ધારીશ તું એવી સખા ! ભાળી સરિત પુલિનથી.

વારંતો નભમંડપ વેર્યાં
દેવે સુમનો દિવ્ય ઉષા
ભાન ભૂલી ભામિની એ ભાળ્યા કરતી
મ્હારી જન્મ ભૂમી !

જડ હૃદય તણું દ્રાવણ થતું તવ વદવું કૂડે હું રસિકનું,
શુચિ સ્નેહ વા વાત્સલ્યથી જેનું હૃદય ભીનું અશું.
પ્રિય મિત્ર મુજ ત્યાં વિશ્રમી આનંદ અદકો માણજે
તું પૂછતો મુજ જન્મભુમિ તેજ બ્રાહ્મણગામ એ.

એવી રમણીય જન્મભૂમિ વદુ
સ્વર્ગાદપિ યદી ગરીયસી
દોષ ન તદપિ, અતિશયોક્તિ ન, જરી પણ
મ્હારી જન્મ ભૂમિ.

*

# ભ્ર મ ર ને

*

આવ્યો ભલે ! આવ્યો ભલે ! દિલદાર યાર રસિક તું !
તારા વિના ઝૂરતી હતી એકાકી તેમ અભાગિ હું ?
ગુંજન મધુર તારૂં સુણી હું તૃપ્ત તૃપ્ત થઇ જઉં,
રજનીય સારી સરવરે હું શાન્ત શાન્ત ઝુલ્યા કરૂં.

મ્હારા હૃદયની ગાદીના શિરતાજ રાજન રાજવી !
રજનીય સારી એહ ઝુલે ઝુલતાં પીજે અમી;
છે કાલિમા તુજમાં વસી રસવર્ધિની શ્રી કૃષ્ણની,
તો ગૌરિમા રૂક્મિનીની હું માં, શી જોડ રૂડી બની.

તુંયે વિહારી કૃષ્ણ શો, છું કુંજ કુંજે ઉડતો
રસરેલ રેલવી માણતો મીઠી મઝા, કલ્લોલતો;
પણ કમલિની હું પદ્મિનીની મા જણી છું બ્હેન તે,
તારા વિના નહિ અન્યને ભજતી ન પુરતી અંતરે !

તું આવ વ્હાલમ ! આવ પ્યારા ! દલ સુ દલ ખોલી બધાં !
હું હૃદ ઉમળકે આવકારો આપું એક હજાર હા !
કાળો છતાં કોડામણો ગુંજે મધુર પીતાં અમી !
હે આવ વ્હાલમ ! ઝૂલીયે આ સર વિષે રજની બધી.

*

# કુમુદિનીને

*

રેલે અમી રજનીપતિ નિઃશબ્દ શાન્ત સરે સખી !
મોહે ચલિત ચિત્ત માહરૂં અમૃત સમાં વાણી સુણી;
શી કૌમુદીમાં સોહતી પ્રિય પ્રાણ ! મ્હારી કુમુદિની,
તું હૃદય સુંદર, સુમન સુંદર સુંદરી સરવરતણી.

તું દલ વિદલ ખોલી મ્હને દે આવકાર હજારને,
પણ એ બધા પાછળ વસેલી કાલિમાય જણાય છે;
જાણું હું જો કે મરણ છે અંતે રહ્યું તુજ સંગથી,
પણ માણતાં મકરન્દ મધુની મોજ કરૂં પરવા નહિ.

ને પ્રેમ પંથે પરવરંતાં પળપળે દુઃખો પડે,
પણ પ્રેમાઓ એ દુઃખના ડુંગર થકી ન જરી ડરે;
મૃત્યુ જીવનનો અંત છે, તે આવવાનું છે નકી,
તો રેલતાં રસરેલ છોને આવતું વ્હાલી ! અહીં.

દિલદાર ! દલ તું ખોલી દે, પ્યારી દુલારી કુમુદિની,
મકરન્દ પીતાં મસ્ત થઇને સરઝુલે ઝુલીએ સખી !
આવે પછી મૃત્યુ ભલે, દુનિયા બધી પલટે ભલે,
તારા ખરે, મેરૂ ડગે ! દિલદાર ! તું દલ ખોલી દે !

*

# એક પત્ર

*

પ્રિય પ્રાણ!

મળ્યો તમ પત્ર
અહીં સુખી છે સર્વ સર્વત્ર
જાણી આપને કુશળ ક્ષેમ
મુજ આનંદ વાધે ન કેમ ?

ઘડી ઘડી આવો તમે યાદ
થતો કામ વિષેય પ્રમાદ,
કર્યું ન કર્યું કામ કરૂં છું
હૃદે આપનું ધ્યાન ધરૂં છું.

જેમ તેમ કરી સહુ દિન,
કાઢું પણ મન આપમાં લીન
બહુ દુઃખે વિતાવતી રેણ,
અશ્રુપાતે સુઝે મમ નેણ.

સ્મૃતિ અંતર મ્હારૂં દમે છે,
નેણુ ધારે આસુડાં ઝરે છે;
હૈયું મ્હારૂં અતિ ધબકે છે,
મન આપશું મળવા ચહે છે.

કથા આવે મ્હને બધી યાદ,
જે જે આપે કહી પ્રાણનાથ;
અને સ્મરણું તેનાં ખડાં થાય
હૈયું મારૂં બધું વલોવાય.

મ્હને યાદ આવે દમયંતી,
વનમાં દુઃખમાં ભમયંતી;
પાછું વાળીને ભાળતો હંસ,
નળ વચને બાંધ્યો જતો સંત.

અને હંસાં તણાં કકલાણ
સ્મર્યે હૈયું દહે મમ પ્રાણ !
વળી યાદ આવે મેઘદૂત
પાઠવંતો પ્રિયા ભણી યક્ષ.

નિજ સુંદરી શું આણી વ્હાલ,
ગુંથી સુંદર શ્લોકની માળ;
દાખવી ગીરિ રમ્ય પ્રદેશ
યક્ષ પાઠવતો સંદેશ.

એવી રમ્ય કથાઓ કહેલી
આપે મુજને મુદિત કરેલી;
તેનાં સ્મરણું હૃદય હીલવે છે,
અને કૈં કંઈ ગોપ્ય કહે છે.

ઘડી ઘડી આવો પ્રિય ! યાદ
તેથી થાય અનેક પ્રમાદ,
અત્રે કુશળ તત્ર હો તેમ

આપની સુશીલાના પ્રણામ

# હઠવાદીને

*

ટકટક જોયાં કરે, તું શાને ટકટક જોયાં કરે ?
એમાં તારૂં ન વળે ! બળદિયા! એમાં તારૂં ન વળે !

ગળીઓ થઈને બેસી ગયો તે ગાડું શે નિસરે
હાંકી જોરથી મારે પુંફાડા, એથી દી નવ ફરે ! બળદિયા !

દયા કરી હાંકેડુ તારો ઉંચેથી ઉતરે
ભાર કરી ગાડેથી ઓછો, દયા દિલમાં ધરે ! બળદિયા !

નીચો નમીને જોતર કાઢી, ધુંસરીને ઉંચલે,
તોપણ ગળીયો બેસી રહે તું તેથી તો ચીઢ ચઢે ! બળદિયા !

ફરી જયમ ત્યમ ગાડી કાઢયા વિણુ નથી છૂટકો અરે!
તો પછી શે હઠવાદ કરે છે, તું પસ્તાઈશ ખરે ! બળદિયા !

કાળ ચઢાવ્યે હાંકેડુ તે પરોણી ઉંચકે કરે
દયા ત્યજીને રત્ન ચૌદમું અંગોઅંગ ઓપવે ! બળદિયા !

ઉઠઉઠ હઠવાદ ત્યજી, ત્યજી આળસ તું દિલ ખરે,
કર ધણીનું મન ગમતું જેથી તારો દા'ડો ફરે ! બળદિયા !

*

## પરણ્યાને દરબાર!

*

કસબી સાળુ અંબર મોંઘાં, ભરતની ભાત હજાર,
પહેર્યાં નથી પણ પ્હેરશું મ્હારા પરણ્યાને દરબાર!

ઝીકની સાડી, મણિ માણેકના મોંઘેરા શણગાર;
પહેર્યા નથી પણ પ્હેરશું મ્હારા પરણ્યાને દરબાર!

અવીન નવીન નૌતમ સુખડાં નવ કલ્પ્યે કલ્પી શકાય,
માણ્યાં નથી પણ માણશું મ્હારા પરણ્યાને દરબાર!

સખી! અમોલી ઉરની આશા, ઉર છલકી મલકાય,
ફળી નથી પણ ફળશે મ્હારા પરણ્યાને દરબાર!

અલિ! અંતરનાં લ્હાણુ અમોલાં મુજ મન મુદ કરનાર
લીધાં નથી પણ લઈશું મ્હારા પરણ્યાને દરબાર!

દિવ્ય પ્રેમ આત્માની ઓળખ, ભવ્ય ભાવના માર્ગ
પેખ્યા નવ પણ પેખશું મ્હારા પરણ્યાને દરબાર!

*

## ન ય ન ની જ્યો તિ અં જા ઇ

*

ઝબકી વ્યોમે વિજળી છુપાઇ
　　ઝબકી છુપાઇ, કરી અધીરાઇ
નયનની જ્યોતિ અંજાઇ ! ઝબકી–

ટહુકી કોકિલ કંઇ ન જણાઇ
　　છુપાઈ ઘટા મહીં તોય સુણાઇ;
ઝબકી વ્યોમે વિજળી છુપાઇ.

નિરખી જતાં, ન પરંતુ નિહાળી
　　છુપાતાં સ્હેજ સખીરી ભળાઇ
ઝબકી વ્યોમે વિજળી છુપાઇ.

સુણતાં હૃદય ગયું જ હરાઇ
　　જોતાં નયનની જ્યોતિ અંજાઇ
ઝબકી વ્યોમે વિજળી છુપાઇ.

તોયે રહી ગઇ ઉર અધીરાઇ
　　કાં ન ભળાઇ, કાં ન સુણાઇ ?
ઝબકી વ્યોમે વિજળી છુપાઇ.

*

# કિ શો રી

*

હસંતી વદને, હીસંતી ઉરમાં, કરપર ધરી નિજબાળી,
હૃદસર છલકાવતી બાળી !....એ....હસંતી !

મુદિત બનતી મન, ચકિત વિલોકતી, હમણાં હર્ષવી બારે,
હૃદસર આ ઉછળાવી અને મમ નાથ હસાવે આવે
પતિલીન મુદિત વિચારે !....એ....હસંતી !

કરપર ધરી કોમળ બાળીને મુગ્ધા મન મહીં મોદે
જોશે હમણાં, કહેશે કોઈક બહુ શરમાતી વિચારે !
ને ચકિત બનતી ચતુરા એ ! એ....હસંતી !

સાડી વિષે સરકાવતી બાલક, છવરાવતી મુખ હાથે
દામિની આ દમકે ઘન ને ચમકે ચિતમાં ચતુરા એ,
નિજ ઉર કરીને બળ દાબે !....હસંતી !

પાંગરતિ રોમાવલિ, અંબુદ શીકર શરિર સ્પર્શન્તાં,
પરમાનન્દ અનુભવ પતિનો પદ્મિનીને સાંભરતાં,
ધડકે હૃદ, મંદ સુકંપે ! એ....હસંતી !

*

## સ્મૃતિના પડમાંનો એક પ્રસંગ

*

ઝૂકી મંજરીઓ મધુરી કળીઓ,
અલિ ગુંજન તેમ વધ્યું સખી! હો!
મકરન્દ મધુ થકી રીઝવતા
અલિને, સહકાર શું ભીડી લતા.
રતિલંભનથી પરિરંભણથી
રીઝવંત રસાળ ખીલાવી કળી,
ક્ષત ઉર થતાં કંઇ રોષ ભરી
તજી માધવી પ્રિય રસાળ ઢળી.

નીચી રોષિત એ ઝૂઝતી નમતી,
નિજ લોચન લાસ્યથી રીઝવતી;
સહકાર સખા હૃદ પ્રેમ સ્ફૂર્યે,
લચતી, ઢળતી, પડી વાયુ પુરે.

નિરખી તત્ર મૂકુલ પુલકથી
જરી ખેદિત એ મન ધારી રતિ;
મરૂત્ વ્હાર રસાળની સ્હેજ કરે,
લતિકા ઠરી લાલનું અંગ ભીડે.

નિરખી નયને સખી! આજ સ્ફૂરે,
હૃદપ્રેમ પીયુષ અખૂટ ઝરે,
હતી યામિની શાન્ત તું ઉભી હતી,
પછી જે સખીરી! સહુ વાત બની.

## કોકિલાને

*

અલિ કોકિલા
ટહુકો પ્રમત્ત સૂણાય તારો દૂરથી
દીઠી નહિ આ ચક્ષુએ દૂર કાં ઉડી!
કાં હૃદય વેધી નાદ ત્હારો ભેદતો,
આધાં ફુલન ઉર આશનાં મ્હારાં સમો.

અલિ કોકિલા!
કહે શું કરવું તારા મધુરવ શો હૃદે
ઝંકાર આશા ફુલનનો સુણીયો મહે;
કિંતુ અફુલજો દૂર દૂર ઉડી જતાં,
કહે તેં શિખાવ્યું આમ તેને નાચતાં?

અલિ કોકિલા!
પુલકિત કરન્તા હૃદયને મમ પ્રિયના,
શબ્દો સૂણ્યા જરી, ઝાંખી થઇ મ્હેં જોઇ ના,
તૃપ્તિ ન લાધી ને ગઈ સખી સંગમાં
કહે તેં શિખાવ્યું આમ કરવું રંગમાં?

*

# જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

*

જય સ્વદેશ !
જય સ્વરાજ્ય !
જય સ્વતંત્રતાનું તાજ ! જય સ્વદેશ !

બની સુધીર હિંદ બાળ
હૃદ ઉમંગથી પુકાર
વહવી ઉર દેશ દાઝ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

હિન્દને સ્વરાજ્ય રામ !
હિન્દ બાલ હૃદય હામ !
હે સ્વતંત્રતાનું તાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

આજ વર્ષ હર્ષ સાથ !
હે સ્વરાજ્ય સીદ્ધિ નાથ !
આપ એ અમોલું રાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

અર્પું દેહ દેશ કાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

*

# રાષ્ટ્રીય શાળા

*

ઉદ્ધરવાને અમ દેશ, છે રાષ્ટ્રીય શાળા,
જ્યાં પ્રાચીન સંસ્કૃતિ બેશ, શીખે બાળક બાળા.

કયાં હિંદતણાં ગુણગાન, સુંદર ગાનારા,
ઋષિને વિદ્યારથી જેહ વ્હે દુઃખના ભારા?

કયાં સાંદીપની ને કૃષ્ણ, કયાં છે દ્રોણ મુનિ?
કયાં અર્જુન, લક્ષ્મણ, રામ? ભારત સાવ સુની.

કયાં મૈત્રેયી ગુણગાન ગાર્ગીને તારા,
સીતા, સરસ્વતી વિદ્વાન, ભારતની બાળા?

નવ પાકયાં એવાં એક, પણ કૉલેજમાં,
શું ઘટે ન તેથી તેજ, તેઓના યશનાં?

દારૂના લઈને દામ, કેળવણી આપે,
તે દારૂ જેવી હરામ, ચાખવી નવ પાવે.

કરવાને દેશોદ્ધાર, પકાવવા વીરા,
અર્જુનને કૃષ્ણ સમાન, છે રાષ્ટ્રીય શાળા.

જે સ્વતંત્રતાના પાઠ શિખવે મરમાળા,
તે અમ્હારી સુંદર બ્હેન! છે રાષ્ટ્રીય શાળા.

*

## જય ભારત નો!

*

જયભારત ભારત ભારતનો!
મુખ આરત ભારત બોલ જપો.

ન ગુલામ રહે, કંઇ હિંદ હવે, રણધીર સુતે,
સ્વાતંત્ર્યસટે નિજ દેશ તણે ઝુઝવો ઝઝૂમો–જય

નિજ સ્વારથ ભારત કાજ તજો,
કરી હોમ સ્વજાત સ્વરાજ જીતો
ખુબ જંગ મચ્ચે, રણરંગ જીતે, શુરવીર સુખે
ત્યમ રંગ રહે નિજ દેશ તણે ઝુઝવો ઝઝૂમો–જય

બની ધીટ, ન બ્રિટન પંથ પળો
પણ હોમી સ્વજાત સ્વરાજ જીતો
જય ગાન કરો, રણધીર ઉઠો તજી આળસને
ને સ્વમાન સટે નિજ દેશ તણે ઝુઝવો ઝઝૂમો–જય

*

# ભા ર ત ના સં તા ન !

*

ભારતનાં સંતાન ! શુરવીર ભારતનાં સંતાન !

વિશ્વ ચોપટે એક્કો ચઢીયો આજ તમારે હાથ,
રાજારાણી ગુલામ સહુથી ય ભીડી શકશો બાથ
ધીરવીર ભારતના સંતાન !

રાજારાણી ગુલામ સઘળાં એક્કાને આધીન,
એક્કો હાથ તમારે ચઢતાં દિલથી ડરો જરી ન
ધર્મવીર ભારતનાં સંતાન !

મોહન એક્કો હાથે ચઢીયો સાચો હિંદ સપૂત,
સ્વરાજ કાજે જાત હોમીને દીપાવજો સૌ દૂધ
કર્મવીર ભારતનાં સંતાન !

અંધકારનાં દળ વાદળને ફેડે હીરલો એક,
ચઢયો તમારે હાથ હીરો એ જે રાખે તમ ટેક,
ટેકીલાં ભારતનાં સંતાન !

*

## કૃષ્ણ બંસી

*

કાલિંદી કંઠ કૃષ્ણે કીધી વર કરૂણા ઘેલી કૈં કામિનીને
બંસીને બ્રહ્મબોલે, બળ બહુ હરીને બાળીને બાલકૃષ્ણે;
ઘેરા ને ગર્જવન્તો ઘન ગીર ગીરિને ગહ્‌વરોને ગુફાને
મીઠો એ મુરલીનો સ્વર મન મનવે માનિનીનાં મુદા એ.

જેને સુણી સદનથી સહુ સુન્દરીઓ,
ઘેલી ઘવાયલ ઘણી ઘરને ત્યજી હો,
વૃંદાવને અટવટી વનમાળી વા'તે,
જાતે જતી જતનથી જદુનાથ પાસે.

થંભેલ ગાય ગિરિ ગહ્‌વર ગોપગોપી,
લાખો લહેલ લળતાં લખ લાજ લોપી;
એ ઉર્મિઓ ઉર ઉરે જ ઉછાળનારી,
કાલિન્દીકંઠ સુણી કૃષ્ણની ભવ્ય બંસી.

*

# તૈયારી

*

પ્રાણજીવન મુદભેર પધારે
આજે આવંતાં આનંદ વધારે !
ઝુલતાં અશોકનાં તોરણીયાં આ–બારણીયે બાંધોને સુંદરીયાં.

ફુલડાં થકી ફુલછાબ ભરાવો,
આંગણીએ ફુલડાં એ વેરાવો
આનંદશીનો આજ પધારે, નેહ નગીનો એ કોણ વધાવે!

ફુલ છાબને ગ્રહી કરમાં રૂપાળી
અક્ષત કંકુ ગુલાલની થાળી,
રૂપનો હીરો એ મોતીડે વધાવો, વિજયવરંતાંને વ્હાલે વધાવો.

*

## સ ખી ઓ ના કો ડ

*

વિજય વરંતાં વીરી ! વરપંથે વિચરો ઓ સાહેલી !
તનમનના તાપો મેલી !

પ્રિય હૃદ સરવર ગુંજન કરતાં,
અધર સુધારસ પીતાં પાતાં,
થઇ રંજીત રસરેલી–તનમનના–

લાડ હવે ન ઘટે અલિ, પિતુનાં
પ્રેમ ગુંફનો છાતાં પતિનાં
રસવતી બન મદઘેલી–તનમનના–

*

# અશાન્તિ

*

વિચારની પરંપરા અખૂટ આવીને જતી
છતાં ય કેમ આમ આ લખાય એક ના લીટી
હજાર જાતના વિચાર થઇ ઘડી મહીં ગયા
થયા ગયા અને વહ્યા ન સ્થાયી એ જરી રહ્યા !

ન હર્ષ લાધતો જરી ન દિલ શોકને ધરે
છતાં બની ગંભીર કાં ન શાંતિ લેશ મેળવે !
તું ચાહતો અધિક સ્નેહ રાખી શાંતિને સદા
અશાંતિ હાલ સર્વ સ્થાન વ્યાપી એહ આપદા !

શું ઉર માંહી વિશ્વમાંહી ને અણુ અણુ મહીં
અશાન્તિનું જણાય આજ રાજ શું થયું અહીં !
અશાન્તિ એ અઠીક માની શાન્તિ સ્થીર ધારવા,
ન ઉર કાંઈ રાખ, ડાઘ લાગવા ન દે જરા.

*

## ભા ગ્ય વિ ધા તા

*

ભામિનીનો સખી ! ભાગ્ય વિધાતા
પતિ પુનિત પરમાણો,
ત્રાતા ધાતા તેને જાણો
દેવ સ્વરૂપે તે સરજાણો : ભામિનીનો.

શિરછત્ર છે પતિ અવનિમાં
પતિવિણ માન નહિ ત્રિભુવનમાં
પતિ વિના સૌભાગ્ય ભાગ્યનો
રવિપણ ઝાંખો જાણો : ભામિનીનો.

એક પાંખથી પંખી ન ઉડશે
ભામિની એકલી ભટકી રવડશે,
ભવસાગર તરવાને સખીરી !
સાથ પતિનો સારો : ભામિનીનો.

*

# પરહિત કરનારી

*

શિથિલ વિથિલ ચાલે, દુર્બળે અંગ ખાલે !
વચન તુજ તુટન્તાં, નેત્ર ના સ્થીર રહેતાં,
તન થર થરતું કાં ? અંગ રોમાંચ આ શાં ?
પરહિત કરનારી ! શું જ્વરે તું ગ્રહાઇ !

કહ્યું હતું તુજને જે, તેં કર્યું સર્વ તે તે,
પરહિત વર પંથે, ચાલતી ઉર ખંતે;
શ્રમ શ્લથવતી ભાળી શોક આ ઉર આલી !
શ્રમ વિણુ નહિ સિદ્ધિ, બાઈ ! પશ્ચિમ બુદ્ધિ !

*

## વાંસલડી રસકુંજમાં રે!

*

જોને ઘેલી ગાજે વાંસલડી રસકુંજમાં રે!
એને નાદે ભેદી છાતલડી આનંદમાં રે!

ટવર મ્હાગર ઘેલી કરતા
હરી હૈયું મુજ, બ્હેન! નચવતા,
લૈને ચાલ હવે તું જ્યાં વૃંદાવનચંદ: જોને.

સુખ પામુ હરિ સહેજે મળતાં,
ભવરણ દુઃખ બ્હેની! મુજ ટળતાં
ઝટપટ મેળવ મુજને નંદ હૃદય આનંદ: જોને.

યમુના તટ આનંદે ફરતાં,
સ્વર્ગ સુખ સઘળાં યે મળતાં;
મળતાં ફરીને ઘેલી ચકોરી કેરો ચંદ: જોને.

*

## વ્હાલી બ્હેનીઓ રે લોલ !

*

આવો સુહાવો વ્હાલી બ્હેનીઓ રે લોલ !
પ્રેમથી પધારી રમો રાસ, સખી સ્નેહનો રે લોલ !
એકમેકથી હળીમળી ગાઈ પ્રભુ ગુણગાન,
ઉદાત્ત હૃદયે સ્નેહની લેતાં દેતાં લ્હાણ.
ઉન્નતિના પંથમાં પળાય, સ્નેહ દેવીઓ રે લોલ !
હૃદમંદિર ઉજાળતી હસતી અમુલખ હાસ;
સ્મિત વદના, સહયોગિની, સખીઓ! રમીએ રાસ
પૂર્ણતા અપૂર્ણ તે પમાય, સખી સંગમાં રે લોલ.

*

## કુસુમશરને

*

હે કુસુમશર ! નવ પીડ આતો નથી જટા મુજ વેણુ છે,
નહિ ઝેર, પણ કસ્તુરી એ, નહિ ચંદ્રલેખા, કુસુમ એ;
નથી ચોળી મ્હેં કૈં ભસ્મ શરીરે, વિરહની એ ધવલતા,
હું તો વિરહીણી ! વાર તારાં શિવભ્રાન્તે શર છૂટયાં.

*

## પ્ર ભુ ને

*

હૃદયનાથ ! આમ છોડી સાથ શે વિસારી,
કરી સનાથની અનાથ હાથ સાહી છાંડી;
મદન સદન આવી પીડે કદન શું વદુ હું,
વદન એક છેક, નેક ટેક કેમ છોડું ?

વળે ધામ આમ કામની અકામ છાંડી,
હૃદયઇશ દિશ આ વિદિશ ઇષ્ટ કીધી,
સ્ફુરે ઉરે ઝૂરે અરે ! અરે ! વદન્તી બાળ
પ્રસંગ, રંગ, પ્રેમભંગ, અંગઅંગ ઝાળ !

*

## ભા ળી ના રી ન વો ઢા ?

*

આવે ભારી છટાથી મનમુદ બનતું વેશ શો રમ્ય ભાસે,
ફોરે અંગે સુગંધિ શીકર નવલાં સ્નેહનાં સિંચતી એ;
આવે જોને નમંતી પીન પયધરથી, ઉર ને પ્રાણ ભીંજ્યાં
'ભાળી નારી નવોઢા !' નહિ નહિ કહી આ તો સખે-રમ્યવર્ષા !

*

## દ ર્પ ણ

*

શોધી ગયો સહુ પુસ્તક પાનાં
સાહિત્ય સિંધુમાં ખૂબ તર્યો,
વેદવેદાંગ પુરાણ પઢયો પણ
એક ન અક્ષર હાથ ચઢયો;
માનિનિના મુખની ઉપમા સમ
સાક્ષર રત્નનો સાર ગ્રહ્યો,
થાકી ઉભો ધરી દર્પણ મુખ શું
તો મુજ અર્થ અમુલ્ય સર્યો.

*

## પ્રિ ય ત મ અ લિ સ ખી ?

*

કરતા અધરક્ષત દુઃખ દીયે જુઠાં તનુ અમ થરથરે,
નિર્દય ન ભાળત હૃદયને કોરન્ત અંગો અંગને;
ચોખે પુરા રોમાંચ ના ? શે આમ અતિશે પીડતા ?
'પ્રિયતમ અલિ સખી ?' બ્હેન ! ના હેમન્ત રૂતુના વાયરા!

*

## ચાં દ ની

*

ફર રહી કુમુદોય ખીલાવતી
જગ રૂપેરી રસે રસતી રૂડી,
વદનપંકજ દિવ્ય સુહાવતી
ખીલી રહી રસ સુંદર ચાંદની.

ગૃહિણીને ગરબે તું રમાડતી
રસિકની રસરેલ વહાવતી;
મુદિત બાળકને રમતે કરી
હસતી તેમ હસાવ તું ચાંદની!

*

## ધ ન્વી

*

બહુ ધન્વી દીઠા જગમાં શરથી
જુજવાં કરી બે શકતા બળથી;
પણ એક અજાયબ ધન્વી દીઠો
સ્મર, બે તણું એક કરે શરથી.

*

## ઘે લી ગો પિ કા

*

મ્હેં તો કાળજું આપીને મ્હારૂં તેનેરે બ્હેન ! :
લીધો મદનજ્વર હે સખી !

જરી નંદના નાનડીયાને કહેને રે બ્હેન !
આવું ઘટે નહિ હે સખી !

લાલને લલચાવ લખ લોલેરે બ્હેન !
ઉરની વ્યથા ઘટે હે સખી !

*

## કો ના ગ રિ ક મ ળ્યો અ લી !

*

વસ્ત્રો કરે વિશ્લથ સખી ! રોમાંચ કરતો શરીરને,
વળી કર્ણમાં આલ્હાદકારક શાન્ત સ્વર પડઘા પડે;
પરિતૃપ્ત નાસા ગંધથી 'કો નાગરિક મળ્યો અલી ?'
ના ના વસંત સમીરની આ ધૂર્તતા સઘળી સખી.

*

## કુ સુ મા વ લિ

*

માણી મોદ મધુ નિશા પ્રિય સખા ! પ્રેમે પુરે જે ભજી,
રાખી પાસ સુવાસ દે કૃશ થતાં, તેને પ્રભાતે ત્યજી;
'શું' કો માનવતી પ્રિયાની કરી આ નાથે દશા દોહ્યલી ?'
ના ના ન્હોય પ્રિયા પરંતુ કહી મ્હેં તે તો કુસુમાવલિ.

*

## પ દ્મિ ની

*

સૌન્દર્યની અયિ દિવ્ય મૂર્તિ ! પ્રેમ પૂર્ણ મૃણાલિની !
વિકસાવી તુજ હૃદ પુણ્ય પાંખડી દે મધુ બિન્દુ જરી !
જો જો સખી ! પ્રિય પ્રાણુ ઓ ! 'જોયા મધુ તરસ્યા અલિ,
'હું માનસરની પદ્મિની, તમ મધુપસંગ કરૂં નહિ.'

*

## રાધા

*

બિંદી મિષ ધરી રાધિકા
કર દર્પણ લઈ સાર;
પ્રતિબિંબિત હસી ન્યાળતી
મોહન નંદકુમાર.

*

## દંપતી

*

સખી મંડળીમાં ઉભી હતી,
અણુચિન્ત્યો તહીં આવીયો પતિ;
લઈ પદ્મ કરે જ પદ્મની,
કરતાં બંધ સહી શું ત્યાં હસી.

*

## શ્યા મ શ્યા મા

*

વામા વિલોલ નયના વદને નિહાળી,
ઉરે ઉમંગી થઈ ઉર્મિં ઉંચે ઉછાળી;
ભાવેથી ભેટી ભવસાથીની ભવ્ય ભામા,
સૌભાગ્ય શોભન સુહાવત શ્યામ શ્યામા.

*

# નાગરદાસ ઇ. પટેલ
## નાં બીજાં પુસ્તકો

*

| | |
|---|---|
| નવવલ્લરી : અલંકારશાસ્ત્ર . . . . | ૨–૮–૦ |
| શશિકલા : પ્રેમકથા અને કાવ્ય . . . | ૨–૦–૦ |
| સફેદ ઠગ : ડિટેકટીવ નવલકથા . . | ૪–૮–૦ |
| જયંતનાં અદ્ભૂત પરાક્રમો . . . | ૨–૮–૦ |
| જયંતનાં જબ્બર સાહસો . . . | ૪–૦–૦ |
| કાળને કિનારે: નવલકથા . . . . | ૨–૮–૦ |
| પ્રાણશંકર પંડિતજીનાં પરાક્રમો . . | ૨–૦–૦ |

*

## સુમિત નાગરદાસ પટેલ
## અને નાગરદાસ ઇ. પટેલ
## નાં બાલસાહિત્યનાં પુસ્તકો

*

| | |
|---|---|
| અમારી વાર્તાઓ . . . . . | ૦–૮–૦ |
| અમારી બીજી વાર્તાઓ . . . . . | ૦–૮–૦ |
| અમારી ત્રીજી વાર્તાઓ . . . . | ૦-૧૨-૦ |
| અમારી વાર્તાઓ : પહેલી, બીજી ને ત્રીજી . | ૨–૦–૦ |
| પરીઓનો પ્રદેશ. . . . . . | ૨–૦–૦ |
| અજીત . . . . . . . . | ૦–૧–૦ |

*

## હવે પછી
## પ્રગટ થશે

*

| | |
|---|---|
| રખડેલ અને બીજી વાતો . . . . | ૨–૦–૦ |
| જયંતની સાહસકથાઓ . . . . . | ૩–૦–૦ |
| રતનીયો . . . . . . . | ૦–૪–૦ |
| બાળકોનું સ્વર્ગ . . . . . . | ૦-૧૦-૦ |
| Indian Fairy Tales & Focklore . | 2–0–0 |

# નવવલ્લરી

*

## અલંકાર સાહિત્યનું અજોડ પાઠ્ય પુસ્તક

*

કાવ્યોમાં અલંકાર ન હોય તો કાવ્યોમાં કાંઇ મઝા પડતી નથી. અંગ્રેજી કાવ્યોમાં અલંકારો વપરાય છે એટલું જ નહિ પણ અલંકારનાં નામ અને વ્યાખ્યાઓ હવે અપાતી જાય છે. અંગ્રેજી ઘાટીની કવિતા કરવાનો શોખ ગુજરાતમાં વધતો જાય છે, અને કુદરતના પ્રેમના ગાંડપણમાં કદાચ કુદરતના સૂત્રને ભૂલી જવાશે; તો પણ ગુજરાતી કવિતા સંસ્કૃત પદ્ધતિને છેક છોડી દેશે નહિ એ સહેજે સમજી શકાય. એટલા માટે સંસ્કૃત પદ્ધતિનું ઓળખાણ નવા કવિઓને હોવું જોઇએ.

નવવલ્લરી સંસ્કૃત અલંકારોનો સંપૂર્ણ રસ વાહી પરિચય આપણને જરૂર કરાવશે. ૧૧૫ અલંકારો લઇ તેમની ટુંકી વ્યાખ્યાઓ આપી છે, જે અલંકારના પેટા વિભાગ છે તે વિસ્તીર્ણપણે સમજાવ્યા છે. દરેકને માટે ગુજરાતી સાહિત્યમાંથી દૃષ્ટાંત રૂપે કવિતા તેનો અર્થ સમજાવતાં અલંકારની વ્યાખ્યા વધારે સ્પષ્ટ કરી છે. જ્યાં દૃષ્ટાંતો ન મળી શક્યાં ત્યાં લેખકે પોતે નવી રચી મૂકી છે. એમાંથી કેટલીક 'સાહિત્ય'માં અને અન્ય માસિકોમાં પ્રગટ થઇ હતી, એ રીતે રા. નાગરદાસનું નામ જાણીતું થયું છે. વ્યાખ્યા આપવા પાછળ, અલંકારોનો ક્રમ ગોઠવવા પાછળ તથા દૃષ્ટાંતો એકઠાં કરવા પાછળ એમણે બહુ વિદ્વતા અને શ્રમનો વ્યય કર્યો છે. અલંકારો પ્રેમાનંદ, પ્રીતમદાસ વિગેરે જાણીતા કવિઓમાંથી તારવી કાઢતાં મહેનત પડી હશે; વ્યાખ્યાઓ કુવલયાનંદમાંથી લઇ તેને ગુજરાતીમાં ઉતારતાં માથાકૂટ કરવી પડી હશે. આ ગ્રંથ પાઠશાળા અને મહા પાઠશાળામાં શીખવવામાં આવે તો તેથી ફાયદો થાય. બધી રીતે ગ્રંથ સારો થયો છે.

—સાહિત્ય

*

આપણા અલંકાર સાહિત્યની કૃતિઓ આપણે ત્યાં વિરલ છે, એ સાહિત્યનો સફલ અભ્યાસ કરી રા. નાગરદાસે ગુજરાતને એક વિરલ અને ઉત્તમ પ્રકારની સાહિત્ય કૃતિ નજર કરી એની યથાર્થ સેવા કરી છે એમ અમે બેધડક કહી શકીએ છીએ. રા. નાગરદાસે એમની આ કૃતિ માટે સંસ્કૃત, વ્રજ અને આપણા પ્રાચીન અર્વાચીન સાહિત્યનો કેવો તલસ્પર્શી અભ્યાસ કરી સુંદર મધપુડો રચી એમાં રસિક દૃષ્ટિથી મધ પૂર્યું છે એ આ પુસ્તક અથથી ઇતિ સુધી વાંચી જતાં વાચકની ખાતરી થશે. અલંકારોને પ્રાસાદિક ભાષાનો ઉપયોગ કરી વ્યાખ્યાઓમાં ગોઠવ્યા છે, અને દૃષ્ટાંત તરીકે આપણા પ્રાચીન અર્વાચીન શિષ્ટ લેખકોનાં ઉચિત અવતરણો આપ્યાં છે. આપણા સાહિત્યના આ અંગને આરંભ દશામાં વિકસાવનાર લેખકોને આપણે આ પુસ્તકમાં એકવાર ફરી માનપૂર્વક મળીએ છીએ. ગુજરાતી ભાષા અને સાહિત્યના આ અનેક મુખ વિકસતા યુગમાં આવા પુસ્તકની કેટલી બધી જરૂર હતી એ જોતાં રા. નાગરદાસને અમે મુક્તકંઠે અભિનંદન આપ્યા વગર રહી શકતા નથી. અમે ઇચ્છીએ છીએ કે આપણો સામાન્ય સાહિત્ય રસિક વર્ગ, શાળા અને મહાવિદ્યાલયનો વિદ્યાર્થી વર્ગ આવા કીંમતી પુસ્તકનો છુટે હાથે સદુપયોગ કરે અને સરકારી તેમજ રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓ એને પાઠ્ય પુસ્તક તરીકે લાભદાયક રીતે સ્વીકારે—ગુજરાત

*

અલંકાર વિષે નવો ગ્રંથ લખવાથી તમે ગુજરાતી સાહિત્યની અમૂલ્ય સેવા બજાવી છે. હું તમને તેને માટે અભિનંદન આપું છું.

—કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

*

નવવલ્લરી પાછળ તમે પ્રશંસા પાત્ર શ્રમ લીધો છે અલંકારના અભ્યાસ માટે તમારૂં પુસ્તક ઉપયોગી છે. —કેશવલાલ હર્ષદરાય ધ્રુવ



# અમારી વાર્તાઓ

## પહેલી: બીજી: અને ત્રીજી

*

## બાલ સાહિત્યનાં બહુમાન્ય
## પુસ્તકો

*

: કૌમુદી :

બહેન સુમતિ અને નાગરદાસની 'અમારી વાર્તાઓ' × જરૂર ચઢીઆતી છે. એ દંપતીને બાલ માનસનો અભ્યાસ હોય તેમ એમની વાર્તા વર્ણવવાની પદ્ધતિ પરથી કળાય છે.

: ગુજરાતી :

રા. પટેલ તથા શ્રીમતિ સુમતિ બહેને × × બાલ સાહિત્યની યત્કિંચિત સેવા કરી છે. બધી વાતો બાલકોનું મનરંજન કરે તેવી સાદી સરલ અને આકર્ષક છે. × × ચિત્રો બાલહૃદયને વધારે રસ અપે એ સ્વાભાવિક છે.

: શારદા :

આ દંપતિએ બાલજીવનનું રહસ્ય સ્હમજી આ વાર્તાઓ બાલક રૂપે કહી છે એ આ પુસ્તકની ખાસ ખુબી છે. મહાગુજરાતને આવાં પુસ્તકોની હજી વધારે અપેક્ષા છે. આશા છે કે આ લેખક દંપતિ એ અપેક્ષા પુરી પાડશે.

: બુદ્ધિપ્રકાશ :

બન્ને લેખકો સંસ્કારી છે અને પોતાને વાર્તાઓનો ભારે શોખ છે. બાળકોમાં આ પુસ્તક હોંશથી વંચાશે એટલું જ નહિ પણ ઘણા માબાપોને આ વાર્તાઓનો સંગ્રહ પોતાનાં બાળકોને વાર્તા કહી સંભળાવવામાં મદદગાર થઇ પડશે.

: સાહિત્ય :

વાતોનું વસ્તુ બન્ને લખનારાંએ વિવેકથી ચાળવ્યું અને વિકસાવ્યું છે. બોધ આપવાનો ઇરાદો નહિ રાખ્યો હોય છતાં બોધ આપ્યો છે અને અત્યંત કળાયુક્ત ચિત્રો, છપાઇ, પુંઠું આ સુંદર રસીલી વાતોને સારી રીતે શણુ-ગારીને બાળકોને પ્રિય બનાવી મૂકે છે.

: ગાંડીવ :

અનેક રૂપાળાં અને કલ્પનાશક્તિનો રમ્ય વિહાર રજુ કરતાં ચિત્રો તથા મોહક અને મજબૂત પુંઠાં તથા ઉત્તમ છપાઈવાળો બાલકથાઓનો આ સંગ્રહ ગુજરાતના બાલ સાહિત્યમાં અમૂલ્ય ઉમેરો કરે છે.

: હરગોવિંદદાસ કાંટાવાળા :

વાર્તાઓ રસિક અને સાદી ભાષામાં લખાયેલી હોવાથી તે છોકરાં સમજી શકશે ને આનંદથી વાંચશે. તમારો યત્ન જારી રહે અને બાળકો માટે વાર્તાઓ પ્રસિદ્ધ થયા કરે એવું ઇચ્છું છું; તેનું ખાસ કારણ તો એ કે હવે મારે વાર્તાઓ લખવાનું બંધ કરવું પડયું છે.

: કેશવલાલ હર્ષદરાય ધ્રુવ :

તમારો સજોડે સમાગમ ખરેખર આનંદ દાયક છે. વાર્તાના સંગ્રહ એ તો બાળકનું નિત્યનું ભોજન છે. એનાં પરીક્ષક બાળકના એકાગ્ર કાન, કૌતુકભરી આંખો, અને વિકાસ પામતાં મુખ છે. જેમને માટે આ સંગ્રહ પ્રકટ કરવામાં આવ્યો છે તેમને એ આનંદ આપનાર નીવડશે.

*

# જયંતનાં

## અદ્‌ભૂત પરાક્રમો

*

આ પુસ્તકની લેખન પદ્ધતિ સરળ હોવા છતાં રસિકતાથી ભરેલી છે. વાર્તાઓ એક પછી એક સરિતાનાં વહેણની માફક વહ્યે જાય છે. લેખકની કલમમાં જોર અને સાદાઇ છે. તેમાંની ઘણી વાર્તાઓ સહૃદય વાંચકના હૈયાં હલાવી મૂકે તેવી છે. પુસ્તક એવું રસિક અને પહેલેથી છેલ્લે સુધી અટપટા પ્રસંગોથી ભરપૂર છે, કે તે વાંચવાની શરૂઆત કીધી કે કયારે પુરૂં કરી લઇએ એ તાલાવેલીમાં તો ખાવાનું અને ઉંઘવાનું વિસરી જઇએ. તેમાં બુદ્ધિ, બળ અને તર્કશક્તિ ખીલવવાની કળા છે. ઉપરાંત મગજશક્તિના વિકાસ ને તાલીમ મળે એવી રસ ઝરતી અદ્દભૂત વાતો છે. ચિત્રો તેમ જ સારા કાગળો વાપર્યા છે. **સાહિત્ય**

*

ડીટેકટીવ જયંતનાં પરાક્રમોની નવ કથાઓ આ સચિત્ર પુસ્તકમાં છે, અને તે વાર્તાના શોખીનોનાં દિલ આકર્ષી લે તેવી છે. પ્રેમ કથાઓ કે શૌર્ય કથાઓ કરતાં ડીટેકટીવ વાર્તાઓની વસ્તુ સંકલનામાં બુદ્ધિને કસવાની તક ખૂબ મળે છે અને વાચકને પણ તે તેટલે અંશે બુદ્ધિ કસવાની અને તર્ક ચલાવવાના વ્યાયામની તક આપે છે. લેખકે સાદી છતાં સુયોગ્ય શૈલીમાં વાર્તાઓની ગુંથણી કરી છે જે વાચક વર્ગમાં જરૂર પ્રિય થઇ પડે તેમ છે. **નવયુગ**

*

# શશિકલા અને ચૌર પંચાશિકા

*

## ગુજરાતની ગૌરવવંતી પ્રેમ–કથા અને રસપૂર્ણ કાવ્ય

*

ગુજરાતના કવિ બિલ્હણ રાજકુમારી શશિકલાને શીખવતા હતા. બન્ને વચ્ચે પ્રેમ થયો. રાજા ગુસ્સે થયો. બિલ્હણને શિક્ષા થઇ ને તેણે કાવ્ય રચ્યું. તેથી બિલ્હણને માફી આપી. આ મૂળ સંસ્કૃત કાવ્ય એના અંગ્રેજી તરજુમા સાથે આ ચોપડીમાં આપેલું છે. પરંતુ એ બધા સાથે ભાઇ નાગરદાસ પટેલનું અતિ મીઠું ગુજરાતી ભાષાંતર સમાવેલું છે. આ કાવ્યની દરેકે દરેક કડીમાંથી જાણે અમૃત ટપકતું હોય એવી મીઠાશ આપણને જણાય છે. જૂના ગુજરાતી ભાષાંતરના ઉતારા પણ ઇતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી હોવાથી અંદર લીધેલા છે. ઉત્તમ કાગળ, સુઘડ છપાઇ ને શોભીતાં ચિત્રો આ પુસ્તકનું આકર્ષણ વધારી દે છે.—સાહિત્ય

*

સંસ્કૃત સાહિત્યના શૃંગાર વિભાગમાં શશિકલા આગળ પડતું સ્થાન ભોગવે છે. એક એક શ્લોકમાં રસ અને મધુરતા ભર્યાં છે. એક એક શ્લોક શૃંગાર કલ્પનાનો પારસમણિ છે. —ગુજરાતી

*

પ્રત્યેક શ્લોક કવિની કાવ્ય અને અલંકાર શાસ્ત્રની નિપૂણતાની સાબિતી આપે છે. રા. પટેલે એ શ્લોકોનો સુંદર અનુવાદ કર્યો છે. દરેક કડી એક અણમૂલા મોતી જેવી છે. રા. પટેલે સંશોધન કરી શશિકલાની કથા આલેખી છે. આ પ્રયત્ન એક અનુવાદક અને સંશોધક તરીકે રા. પટેલને ઉંચું સ્થાન અર્પે છે. —ગુણસુંદરી

*

The Translation is Scholarly and the introduction is exchaustive. —MODERN REVIEW

# જયંતનાં જબ્બર સાહસો

જયંતનાં સાહસોને લગતી બાર રસપૂર્ણ વાર્તાઓ. ગુજરાતી સાહિત્યમાં જયંતનું નામ જાણીતું છે.

*

# કાળને કિનારે

જયંતના એક ભવ્ય પરાક્રમને લગતી નવલકથા. જયંતના નામ માટે ભલામણની જરૂર નથી.

*

# સફેદ ઠગ

બુદ્ધિના વિકાસના સાધન રૂપ રસિક ડિટેકટીવ નવલકથા.

*

# પરીઓનો પ્રદેશ

બાલસાહિત્યમાં આગળ પડતું સ્થાન લેતી બાલવાર્તાઓ અને પરીકથાઓનો દળદાર સંગ્રહ.

*

# પ્રાણશંકર પંડિતજીનાં પરાક્રમો

પ્રાણશંકર પંડિતજીનાં હાસ્યરસિક પરાક્રમોનો સુંદર સંગ્રહ

*

## હવે પછી પ્રગટ થશે

# જયંતની સાહસ કથાઓ

જયંતની પરાક્રમ કથાઓનો નવો સંગ્રહ

*

## દરેક જાણીતા બુકસેલરને ત્યાં મળશે